: બઝમે ઈકબાલ ગ્રંથમાળા

વર્ષ બીજું ] [ પુસ્તક બીજું

# મુહમ્મદી દર્પણ દ્વારા ઈસ્લામી શિક્ષણ

[ મવલાના અહમદ સઈદ સાહબના ઉર્દૂ પુસ્તક
"તકરીરે સીરત" ઉપરથી ]

અનુવાદક :—
અ. જબ્બાર સી. અમીન.

( ૨ )

મૂલ્ય બાર આના

પ્રકાશક :
બઝમે ઈકબાલ
કઠોર.

# નિવેદન

અમારી ગ્રંથમાળાના પહેલા વર્ષનું છેલ્લું પુસ્તક બહાર પડયું ત્યારે ઈ. સ. ૧૯૪૧ પૂર્ણ થવામાં થોડાક માસ ખૂટતા હતા. અમારો વિચાર ૧૯૪૨ થી અમારૂં બીજું વર્ષ ગણવાનો હતો. અમે આ વાત બિરાદરીના અનેક સાહબો આગળ ઝાહિર પણ કરી ચૂકયા હતા. એજ અરસામાં જાપાને મિત્ર રાજ્યો સામે યુધ્ધ ઝાહિર કરવાથી અમારી મુશ્કિલીઓનો પાર રહયો નહિં. બર્મા, મલાયા વિગેરે દેશોનો વ્યવહાર ખોરવાઈ જવાથી અમને જે આર્થિક નુકસાનમાં ઉતરવું પડે એ દેખીતુ હતું, એટલે અમે લવાઝમો પાછાં ફેરવવાનો વિચાર કરી રહ્યા હતા ત્યાં પાછળથી ખોટ સહન કરીને પણ ગ્રંથમાળા ચાલુ રાખવાનો બઝમે નિર્ણય કર્યો છે.

આ ગડમથલમાં વિલંબ થાય એ સ્વભાવિક હતું. થયલી ઢીલ અને વિલંબ બદલ અમો અમારા ગ્રાહક ભાઈઓ પાસે અંતઃકરણપૂર્વક મુઆફી ચાહીએ છીએ. ઈન્શા અલ્લાહ, બની શકે તેટલી ઉતાવળથી અમો અમારા બીજા વર્ષના પુસ્તકો તેમની સેવામાં પેશ કરવા યત્ન કરીશું. જેથી થયલી ઢીલનો બદલો વળી જશે.

આ પુસ્તક છપાવવાની તાત્કાળિક ઈજાઝત માટે, તેના હકદાર જનાબ મુહમ્મદ આરિફ સાહિબ દાખલી ("સેવક" રાંદેરી)ના દિલપૂર્વક રૂણી અને તેના પુસ્તકાકારી પુનરાવર્તનની પરવાનગી બદલ **"મુસ્લિમ-ગુજરાત"**ના તંત્રી સાહિબના આભારી છીએ.

—બઝમના સંચાલકો.

## પહેલાં વર્ષના પુસ્તકો

| | | |
|---|---|---|
| *૧ | થોડાંક ચરિત્ર દર્શનો | ૦-૫-૦ |
| ૨ | જંગે યરમૂક | ૦-૫-૦ |
| ૩ | વતનની વેદી | ૦-૫-૦ |
| ૪ | કુર્આની કિસ્સા | ૦-૫-૦ |
| ૫ | જમાલુદ્દીન અફ્ગાની | ૦-૫-૦ |
| ૬ | પઠાનનું વેર અને બીજી વાર્તા | ૦-૫-૦ |
| ૭ | અસ્હાબુલ ફીલ | ૦-૧૦-૦ |
| | આંસૂની ઈમારત | ૦-૮-૦ |

[ પોસ્ટેજ અલગ ]

લખો :

**બઝમે ઈકબાલ**

**કઠોર.**

(વાયા : સાયણ)

* સીલકમાં નથી.

જેતપુરના ઝિંદાદિલ જવાન



શેઠ અબ્દુલ્લાહ અહમદ મિયાંનૂરવાલા



# અર્પણ



જેતપુરની મેમન યુથ લીગના વાઇસ-પ્રેસિડન્ટ, ધી જેતપુર જમાઅત કુતુબખાનાના વાઇસ-પ્રેસિડન્ટ અને જેતપુરની જાહિર પ્રવૃત્તિઓમાં આગેવાની ભર્યો ભાગ ભજવી રહેલા જેતપુરના ઝિંદાદિલ જવાન જનાબ **અબ્દુલ્લાહ અહમદ મિયાંનૂરવાલા** સાહબને આ લઘુ પુસ્તક સપ્રેમ અર્પણ કરીએ છીએ.

—બઝમના સંચાલકો.



# મુહમ્મદી દર્પણ

## દ્વારા

# ઇસ્લામી શિક્ષણ

**યા અય્યુહન્નાસુ કદ્જાઅકુમુરસૂલુ બિલહક્કિ મિર્રબ્બિકુમ ફ્આમનૂ ખયરલ્લકુમ વનતકફિરૂ ફઈન્ના લિલ્લાહિ માફિસ્સ-માવાતિ વલ્ અર્દિ વકાનલ્લાહુ અલીમન હકીમા.**

[ અર્થાત: હે લોકો! તમારી પાસે ખુદાનો રસૂલ સત્ય લઈને આવી ગયો છે. તમે તેને માનો (ઈમાન લાવો) કે જેથી તમારા માટે બેહતર થાય અને જો તમે ન માનશો અને દસ્તૂર મુજબ કુફ્ર ઉપર કાયમ રહેશો તો અલ્લાહ તઆલા પૃથ્વી અને આકાશનો માલિક છે. તેને તો તમારા કુફ્રથી કંઈ નુકસાન ન પહોંચશે. અલબત, તમનેજ નુકસાન પહોંચશે અને અલ્લાહ તઆલા જાણનાર ગણુ છે અને ડહાપણવાળોય. ]

## આત્મા અને શરીરનું પોષણ

માનવંતા પ્રમુખ સાહબ અને સદગૃહસ્થો! તમારામાંથી કોઈ પણ ઘણું કરીને એ વાતનો તો ઈન્કાર નજ કરતો હશે કે આ દુન્યાની પ્રત્યેક વસ્તુ ઈન્સાનના લાભ અને ઈન્સાનની ઝરૂરત માટે ઉત્પન્ન કરવામાં આવી છે. માણુસ કે જે સર્વ જગતોમાં સૌથી શ્રેષ્ઠ છે તેના સિવાય જેટલાંયે પ્રાણી, વનસ્પતિ, પ્રવાહી, પદાર્થ ખનીજ—સર્વ કંઈ એજ ઉત્તમ જગત માટે પયદા કર્યાં છે; બલ્કે હું તો કહું છું કે પૃથ્વી—જગત ઉપરાંત આકાશ—જગત પણ માનવ—ઉપયોગ માટે ઉત્પન્ન કરવામાં આવ્યું છે. અલ્લાહે આખા વિશ્વની અણુંએ અણું ઈન્સાન માટેજ પયદા કરી છે. આલમે ઉલ્વી (આકાશ—જગત) હોય કે પૃથ્વી—જગત (આલમે સિફ્લી) હોય, જેને જુઓ તે મનુષ્યો માટેના કામમાંજ પરોવાયલાં હશે. ઉલ્વી અને સિફ્લીના તે અર્થ અત્રે લેવાના નથી કે જેને આજ કાલ અજ્ઞાની લોકો—જે ગુંડા તાવીઝના માનનારા હોય છે તેઓ કર્યા કરે છે. તમારી મૂર્ખ અવરતો જે સવારથી સાંજ સુધી બુરખો હલાવતી મઝારો પર આંટા ફેરા માર્યા કરે છે અને કહયા કરે છે કે "મેરે બચ્ચે પર કિસીને સિફ્લી કર દિયા હે, યા મેરી સોકનને મુઝે લોંગેં ખિલા દી હે" અથવા એ અવરતોની એક કહેવત છે કે "સિફ્લીકી કાટ સિફ્લીસે અવર ઇલ્મીકી કાટ ઇલ્મીસે!" એવા પ્રકારના વહેમી લોકો "ઇલ્મી"ના અર્થ એવા તાવીઝના લે છે કે જે જાદુ કે મંત્રથી સંબંધ રાખતો ન હોય, બલ્કે અલ્લાહના નામ હોય અથવા કોઇ "નકશ" હોય અને સિફ્લીથી તેઓ જાદુ કે ધન્તર મન્તરના અર્થ લે છે. એથી એ લોકોની કહેવતનો સાર એ છે કે જાદુનો ઉતાર

જાદુથી થાય છે અને ઇલ્મી તાવીઝ ગુંડાની અસર તાવીઝ ગુંડાથી મટે છે. તમે જોયું હશે કે ઘણા લોકો મસાણ કાંઠાની રાખ અથવા જુની પુરાણી કબરોની માટી શોધતા ફરે છે. એ સર્વે "સિફલી"વાળા અને જાદુ ટોટકાવાળા કહેવાય છે. એ લોકોનું કાર્ય એ છે કે કોઇના ઉપર હાંડલી ફેંકાવી, કોઈના નામનું પુતળું બનાવી તેમાં સોયો ભોંકાવી દીધી. એ પ્રયોગોનું નામ તેઓની ખાસ ભાષામાં "સિફલી" છે. મારો અર્થ ને મારો હેતુ એ "સિફલી" કે "ઇલ્મી"થી નથી. મારો ભાવાર્થ તો આલમે ઉલ્વીથી ઉંચ આકાશ જગત છે અને આલમે સિફલીથી પૃથ્વી અને પદાર્થ-જગત છે, અને મારો હેતુ એટલોજ કે આકાશ જગતના સર્વે ગ્રહો અને પૃથ્વી-જગતના અણુયે અણું માણસ ઝાતના લાભ અને ઉપયોગ માટે પયદા કરવામાં આવ્યા છે.

## આકાશ સૃષ્ટીની સેવાઓ

એની કોઈ ના પાડી શકે છે કે આ ચંદ્ર, સૂર્ય તમારી સેવામાં રોકાયલાં નથી ? શું એ નાનાં નાનાં તારલાં અલ્લાહે નકામા સર્જયાં હશે ? શું તમારાં ફળો, ફુલોના રંગ અને તેની સુંદરતા અને સુગંધમાં એ તારાઓની સેવાની કંઈ યે અસર નથી ? તમે "ગુલિસ્તાન" તો વાંચી હશે. આજકાલ તો ફારસી ધીમે ધીમે મટી જવાથી "ગુલિસ્તાન"નું નામ પણ લોકો ભુલતા ચાલ્યા છે, અને ફારસી કેમ સારી લાગે ? આ દેશમાંથી તો ઉર્દુનો નાશ થવા માંડયો છે ! ઉર્દુનેજ જીવનના વાંધા પડયા છે, ત્યાં બાપડી ફારસી શી લેખામાં ? કદી જુની મકતબોમાં ફારસી શીખવવામાં આવતી હતી પણ તે મકતબોને હવે આજની પ્રાયમરી સ્કુલો હઝમ કરી ગઈ અને વળી એ પ્રાયમરી

સ્કુલો મકતબોને માત્ર હઝમ કરીનેજ બેઠી હોય તેમ નથી; બલ્કે સત્ય વાત તો એ છે કે એ સ્કુલો મુસ્લિમોની અસલી સભ્યતા અને શિક્ષણની જીવલેણ શત્રુ સાબિત થઈ છે, અને ભાઈ સાહબો ! જો એ પુરાણા ટાઈપના મવલ્વી મુલ્લાઓ દીની મદરિસાઓને તમારા પંજાથી ન ઉગારી લેત તો અરબી પણ ખુદા હાફિઝ કરી ગઈ હોત! અલ્લાહ ભલું કરે એ મવલ્વીઓનું કે બિચારાં ભુંડું ભલું સાંભળે છે. લોકોનાં ટાણાં ટપલાં સહન કરે છે. ઉઘરાણાના પ્રસંગે કડવી તુરી પણ ગળી જાય છે, છતાં પોતાના કામમાંજ લાગેલા રહે છે. એજ બિચારા "ઈલ્મે દીન" શીખવી રહયા છે. જો એ ઉલ્મા કમર કસીને આગળ ન પડયા હોત તો તમે તો અરબીને દફન કરી તેને માટી પણ આપી ચુકયા હોત. તમારી રહેણી અને કરણી તો એવી થઈ ગઈ છે કે :—

જહાં દેખા તવા પરાત, વહાં ગુઝારી સારી રાત!

જે નવી ફેશન જોઈ તે ગ્રહણ કરી લીધી, જ્યાં ગયા ત્યાંના થઈ ગયા, જેને ઝરા નવી ફેશનમાં જોયો તેની ફેશન અખ્તયાર કરી લીધી. સારાંશ કે જેની જે વાત તમારી નઝરોમાં સારી લાગી, તેજ લઈ નાઠા. જો કે તમે પોતે એક અનોખા-આઝાદ સુધારાના માલિક છો. તમારૂં એક સ્વતંત્ર કલચર છે. તમે એક સ્વતંત્ર સુધારા-સંસ્કૃતિના ધણી છો. તમે જગતને દોરવા આવ્યા છો કે જગત પાછળ દોરાવવા આવ્યા છો? તમને કંઈ ખબર પણ છે કે તમે કોણ છો? અંબ્યા (અલય.)ના પવિત્ર સુધારા-સંસ્કૃતિની જીવંત યાદગાર અને હરતી ફરતી તસ્વીરો! તમે અને યુરપનું અનુકરણ? તમે અને એશિયાની સભ્યતા? તમે અને ઇરાની

કે હિન્દી સભ્યતા? અરે તમને તો જગતમાં એક સર્વોત્તમ, ઉચ્ચ સભ્યતાના માલિક બનાવી મોકલવામાં આવ્યા છે. સર્વોત્તમ શ્રેષ્ઠ સભ્યતાના માલિક હોવા છતાં તમને લજ્જા નથી આવતી કે તમે સૌથી અધમ સભ્યતા અને સુધારાનું અનુકરણ કરો છો? યુરપને દાઢી મુંડાવતાં દેખી તમે પણ દાઢી મુંડાવતા થઈ ગયા. કર્ઝન વાઇસિરોય બનીને આવ્યો તો તેની દેખાદેખી તમે મુછો પણ સફા કરી બેઠા! એ "કર્ઝન ફેશન" અને "અંગ્રેઝી વાળ" એ શબ્દોજ એ વાતનો ચોકખો પુરાવો છે કે એ ઇસ્લામી નથી, અણ ઇસ્લામી છે. પયગમ્બરોનો એ સુધારો નથી, પણ તેમના વિરોધીઓનો એ સુધારો છે અને હવે અમારા નવયુવાનોની એ સ્થિતિ થઈ ગઈ છે કે દાઢીની વાત કરો તો તેઓને ખોટું લાગે છે. તેઓ એવા આલિમોને પુરાણા વિચારના મવલ્વીઓ ગણે છે. પરંતુ હું તો વિનવીશ કે જનાબ! મને તમારી મુંછો અથવા દાઢી સાથે કેં લેવા દેવા નથી; બલ્કે તમારા સમય માટે લાગણી છે. એ "શેવ" (દાઢી મુંડાણુ)ની પાછળ કેટલા સમયની બરબાદી થાય છે તે તો વિચારો!

## દાઢી મુંડવાની મશીન

જો તમે યુરપથી કાંઈ એવી મશીન મંગાવી લ્યો કે જે હડપચીમાં મુકતાંજ થોડી વારમાં સફાચટ થઇ નીકળી આવે, તો ફરી મારી ટીકાનું રૂપ બદલાઈ જશે, તમે જાણો છો કે આજ કાલ વખતની કેટલી કદર કરવામાં આવે છે? જે લોકો વખતની કીમત આંકતા નથી, તેઓ મહાદુષ્ટ ગણાય છે. જો તમે પણ સમયની ગણના કરો અને એક મશીન "શેવ" માટે યુરપથી મંગાવી લો

અને વધુમાં વધુ બે મિનિટ એ કામમાં જશે ને તમારા વખ્તનો બચાવ પણ થઈ જશે. એમ કહેવાય છે કે એક સમયે પુરપે માથું મુંડાવા મશીન બનાવી હતી. તેમાં ખોપરી બેસાડી દેવામાં આવતી, કે જે મુંડાઈ બહાર નીકળી આવતી. પણ એક વખતે એનો પેચ વધુ મઝબુત બંધ થઈ જવાથી કોઈ સાહબની ખોપરીની ખાલ ઉડી ગઈ! ત્યારથી એ મશીનનો રિવાજ બંધ થઈ ગયો. મશીન તે આખર મશીનજ છે! એજ માટે તો અમે કહ્યા કરીએ છીએ કે ગ્રામોફોનમાં કુર્આન શરીફનું ભરવું અથવા સાંભળવું બીજી વસ્તુઓના મુકાબલામાં સૌથી ભારે ગુનાહ છે. કારણ કે ઘણી વાર એ મશીન વાગતાં વાગતાં એવો ભયાનક અવાઝ કાઢે છે કે લોકો નિરંકુશપણે હસી પડે છે, જ્યારે સોય બુઠ્ઠી થઈ જાય છે ત્યારે એવો સુર નીકળે છે કે જેનાથી શબ્દો તદ્દન બદલાઈ જાય છે. એક વખતે મીરઝા દાગની મશહૂર ગઝલ ગવાતી હતી!

દિલ લેહી ચુકે નાઝસે, શૌખીસે, હસીસે!
અબ ઉનકી બલા આંખ મિલાતી હય કિસીસે!

“બલા” પર પહોંચી મશીન બગડી, તો લા...લા...ને એટલો ખેંચ્યો કે સર્વે લોકો હસી પડયા. હવે તમે વિચાર કરો કે રેકાર્ડમાં કુર્આન શરીફ ભર્યું હોય અને “ ફબિ અય્યિઆલા ઈ રબ્બિકુમા ” પર મશીન બગડી જાય અને એક વાર એમ બનેલું પણ કે “આલા ઈ”ને એટલું લંબાવ્યું કે લોકો હસી પડયા. હું આપ સાહબોને પુછીશ કે જે લોકો કુર્આન શરીફ પર હસે છે, તેમના માટે શો હુકમ છે? અને હું પુછીશ કે કેમ સાહબ! હવે કુર્આન શરીફના એ માન અને ઈઝઝત રહયાં કે તે મોજ શોખ અને

વિષય-વાસનાની મશીનોમાં ભરાવા લાગ્યું! જે કુર્આન શરીફને વુઝુ વગર હાથ અડકાવવું પણ નાજાયઝ હોય, તેને રમત ગમતની મશીનોમાં ભરવું અને ફાસિક ફાજિર માણુસના હાથોમાં એનો ઉપયોગ થવો, એ અલ્લાહના કલામનું અપમાન નથી? અરે અકલમંદો! અલ્લાહ તઆલાની પવિત્ર કિતાબની હસી ઉડાવવી અથવા તેનું અપમાન કરવું તો કુફ્ર છે! તમારી બુધ્ધિ કેમ બ્હેર મારી ગઈ છે! અને તમારી અક્કલ ક્યાં ગઈ છે!

## મુસલમાનોના તહેવાર

### "અલયસ મિનકુમ રજુલુન રશીદ?"

[ શું તમારામાં એક માણુસ પણ સમજદાર નથી? ]

મેં હમણુંાંજ તમને કહ્યું કે તમારી સભ્યતા અને શિક્ષણ અને કલચર અખિલ જગતની પ્રજાઓથી નિરાળું છે. તમે સર્વે બાબતોને જવા દો, હું માત્ર આ તકે એકજ બાબત કહીશ. તમે જગતની પ્રજાઓનાં તહેવાર અને મેળા તમાશા જોયા હશે. તમે હોલી, દિવાલીના તહેવારોની મોજ માણી હશે. ક્રિસ્ટમસના દિવસો જોયા હશે. જગતની અન્ય ગયર મુસ્લિમ કવમો જેઓ હિન્દ બહાર વસે છે તેમનાં મેળા તહેવારોનું વર્ણન વર્તમાન પત્રોમાં વાંચતા હશો. સર્વે પ્રજાઓના તહેવારોમાં રમત ગમત છે, મોજ મજા છે અને ગાન તાન છે, નાચવું ને કુદવું છે. ખાસ કરીને હોલીના તહેવારોમાં જે કંઈ થાય છે તે તો કોઇ મુસલમાનથી છુપું નથી. હોલીના દિવસે તો એવી ધમાલ થાય છે કે કોઈ ભલા માણુસને બઝારોમાં ચાલવું પે મુશ્કિલ થઈ પડે છે. રંગના કારણે દરેક માણુસના ચ્હેરા એવા

ભયાનક બની જાય છે કે જોવાથી દિલ ગભરાય છે. ફરી રંગબેરંગી જે પીચકારીઓ છુટે છે તેનો લુગડાં પર જે અસર પડે છે તે જગઝાહિર છે. ભર બઝારોમાં જે બને છે તે પણ તમારાથી છુપું નથી.

એવીજ દશા બીજી પ્રજાઓના તહેવારોની છે. હું તમને એ પુછીશ કે એક વર્ષમાં તમારા કેટલા તહેવાર છે? વર્ષભરમાં મુસલમાનોના માત્ર બે તહેવાર છે. એક "ઇદુલફિત્ર" અને બીજો "ઇદુલ અદહા." એમ તો તમે ઉજવવા બેસો તો પચાસો તહેવાર ઉજવી લો, પરંતુ જ્યારે ભણેલા ગણેલા લોકો વચ્ચે વાતચીત થશે અથવા તમારાથી પુછવામાં આવશે કે અલ્લાહ અને તેના રસુલે (સ.) આનંદ-ઉત્સવ માટે કેટલા તહેવારો નક્કી કર્યા છે? તો ફરી તમને પણ કહેવું પડશે કે "સાહબ, ફક્ત બે તહેવારો છે." ધર્મ સંબંધી જ્યારે પણ વાત નીકળશે ત્યારે અલ્લાહ અને તેના રસુલ (સ)નુંજ નામ લેવાશે અથવા શું તમારા બાપ દાદાના વચન દલીલ રૂપે રજુ કરશો? તમને શું છે; તમે તો શબેબરાતને પણ તહેવાર કહો છો, અને તમે તો મુહર્રમને પણ તહેવાર ગણો છો, અને બારા વફાતને પણ તહેવારજ માનો છો. તમે તો છેલ્લા બુધને પણ તહેવાર ગણો છો. સારાંશ કે તમારે ત્યાં તો આઠ દિવસમાં નવ મેળા થાય છે. તમારા તહેવારો અને મેળાઓના ઝિમ્મેદાર કોણ થઈ શકે છે? યાદ રાખો કે કયામતના દિને તેજ વસ્તુ વિશ્વાસપાત્ર મનાશે કે જે અલ્લાહ તઆલા અને તેના રસુલ (સ.)થી પુરવાર થશે અને જે રિવાજ તમારો પોતાનો મનઘડત હશે તે તમારા મ્હોં પર ફેંકી મારવામાં આવશે. જગતમાં જે સિક્કા પર સરકારી છાપ હોતી નથી, તે

બઝારોમાં ચાલતા નથી, જો હું આપને એક કાગળ આપું કે જે આપની ચલણી નોટના કાગળ કરતાં શ્રેષ્ઠ હોય—આજકાલ નોટમાં તો રફ કાગળ વપરાય છે, પણ હું તો તમને ઘણોજ સફાઈદાર અને ચીકણો ગ્લેઝ કાગળ આપી કહું કે એ કાગળના પાંચ રૂપીઆ લઈ આવો, તો શું તમને કોઈ રૂપીઆ આપી દેશે કે તમને ગિરફતાર કરી પોલીસને હવાલે કરવામાં આવશે ? જો બઝારમાં કોઈ કાગળ ગમે તેટલોય સુંદર કેમ ન હોય ગવર્નમેન્ટની મહોર—છાપ વગર ચાલી શકતો નથી તો કયામતના દિવસે કોઈ અમલ (કામ) ગમે તેટલો સારો કેમ ન હોય, જો શરીઅતના માલિકની તે પર સહી ન હશે તો કેવી રીતે સ્વીકારવામાં આવશે !

## ઇદુલ અદહા અને ઇદુલ ફિત્ર

એથી જ્યારે કદી શરીઅત અથવા સાહબે શરીઅતનું નામ આવશે તો એ બાબત માનવી પડશે કે મુસલમાનોના મઝહબમાં ખુશી ઉજવવાના બેજ દિવસો છે. વારૂ, હવે ઝરા એ બે દિવસોની હકીકત જોઈ લ્યો. સામાન્ય દિવસે તો પાંચ વખતની નમાઝ અને તહેવારના દિવસે છ વખતની નમાઝ ! જોયું ? તહેવારના દિવસે એક નમાઝ ઔર વધી ગઈ ! હમણાં સવારની નમાઝ પઢીને આવતાં વાર ન થઇ કે કોઈએ કહ્યુ "ચાલો, હાફિઝજી !" "અરે ભાઈ, ક્યાં ચાલો ?" તેણે કહ્યું "શું આપ નથી જાણતા, આજ તહેવારનો દિવસ છે. એક નમાઝ ઔર પઢવી પડશે." સારાંશ કે ગુસ્લ કર્યું, કપડાં બદલ્યાં, અત્તર લગાડયું અને મુસલમાનો ઘરમાંથી તહેવાર ઉજવવા નીકળ્યા. હવે હું તમને પૂછીશ : "કોઇના ગળામાં ઢોલકી

છે? ગ નતાન છે! વાજુંગાજું છે? છે કોઇના હાથમાં પીચકારી! શું કોઈએ કોઈના પર છાણુ ફેંક્યું? કાદવ નાખ્યું? ગાળ ગલોચ કરી? રંગ નાખ્યો?" બલ્કે મુસલમાન તહેવાર ઉજવવા નીકળ્યો તો એ ઠાઠથી નીકળ્યો કે પ્રત્યેક માણુસની જીભે છે. "અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર! લાઇલાહા ઇલ્લલ્લાહુ વલ્લાહુ અકબર! અલ્લાહુ અકબર વ લિલ્લાહિલ-હમ્દ!" ઇદગાહ પહોંચો ઇમામની વાટ જોઈ. ઇમામ સાહબ પધાર્યા. સફ-બંધી થઈ. બીજા દિવસોની નમાઝમાં તો એકજ તકબીર પણુ તહેવારના દિવસે "અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર"ની દરેક રકાતમાં ત્રણુ ત્રણુ તકબીરો. ઇમામે કહયું "અલ્લાહુ અકબર" તો હઝારો માણુસોએ પોતાની કમર અને પોતાની પીઠ ખુદાની સમક્ષ નમાવી દીધી અને "સુબ્હાના રબ્બિયલ અઝીમ" કહેવું શરૂ કર્યું અને જ્યારે તેણે સિજદાની તકબીર કહી તો હઝારો કપાળ સાચા માલિક સમક્ષ ધૂળ પર રાખી દેવામાં આવ્યાં અને બધા બોલ્યા: "સુબ્હાના રબ્બિલ અઅલા!"

જોયો એ છે મુસલમાનોનો તહેવાર! હવે ઇન્સાફથી બતાવો કે એ તહેવાર કોઈ કવમથી મળતો છે? જગતની કોઈ પ્રજા એવી નિરાળી શાનથી, આવી સભ્યતાથી તહેવાર ઉજવે છે? આજકાલના ફેશન અને સુધારાના સમયમાં જ્યારે જગતની અસભ્ય કવમોએ પોતાની ઘણી ખરી સુધારણા કરી લીધી છે છતાંયે એવી સભ્યતા કોઈને પ્રાપ્ત થઈ નથી. જ્યારે તમે એવી ઉચ્ચ અને મહાન સભ્યતાના માલિક છો તો તમારી જોડ જગતની કોઈ કવમ સાથે કેવી રીતે મળી સકે છે? તમે કોઇમાં સમાઈ જઈ સકો છો? અથવા તમે જગતની કોઈ કવમની પાછળ દોરાઈ સકો છો? અથવા

તમે કોઇના રિવાજો ગ્રહણ કરી સકો છો ? મુસલમાન અને યૂરોપીયન ફેશન ! મુસલમાન અને હિન્દુ સભ્યતા ! મુસલમાન અને ઈરાની સંસ્કૃતિ ! મુસલમાન અને મિસરી સભ્યતા ! જગતને સભ્યતા શીખવનાર ઇન્સાન ! તને ખબર છે કે તું આજ ક્યાં છે ? મુસલમાન અને થીએટર ! મુસલમાન અને સીનેમા ! મુસલમાન અને તમાશો !

અય તમાશાગાહે આલમ રૂએ તુ !
તુ કુજા બહરે તમાશા મી રવી !

તમે તો જગત માટે પોતેજ તમાશો છો. તમારી ઐતિહાસિક ક્રાંતિ એક એવું નાટક છે કે જો તમે રસ્તામાં બેસી જાઓ તો હઝારો પ્રેક્ષકો તમને જોવા ઉભા થઈ જશે. જો તમને તમારા ભૂતકાળનો ઈતિહાસ યાદ હોય તો તમને પોતાને એ બાબત જણાઈ આવશે કે તમે પોતેજ એક બોધદાયક થીએટર છો. જે પ્રજા કદી કયસર અને કિસરાના ખઝાનાની માલિક હતી તેજ પ્રજા આજ રોટલાની મુહતાજ નથી ? જે કવમ એશિયાના મોટા ભાગની માલિક હતી તે આજ ગુલામ નથી ? જેઓ હઝારોના પેટ ભરતા હતા તેઓ આજે દાણા દાણાના મુહતાજ નથી ? મુગલ શહેનશાહોનો તાજ આજે બીજા રાજાઓના માથા પર શોભતો નથી ? શું મુસલમાનોનું એ અજબ તારીખી પરિવર્તન મહાપુરૂષો માટે, બોધ લેનારાઓ માટે અને અવલોકનકારોની નઝરોમાં એક મહાન નાટક નથી ? તમે તો પોતે એક મહાન સિનેમાના હાલતાજ નહિં પણ જીવતા જાગતા ચિત્રો છો. કેવું સારૂં થાત કે ખુદા તમને સમજ આપે અને તમે સમજો કે તમે કોણ છો ?

મારા મિત્રો ! જે પ્રજાના તહેવાર અને મેળાની એવી ભવ્યતા હોય, જે પ્રજાના તહેવારોમાં અલ્લાહ તઆલાની મોટાઈ અને મહત્તાનો એવો ભવ્ય દેખાવ કરવામાં આવતો હોય તે પ્રજાની ઇબાદત અને ખુદા પરસ્તીનો અંદાઝો કાઢી શકાય છે ?

બિબીં ઝ ગુલિસ્તાને મા બહારે મા !

સારાંશ કે મેં તમારાથી પુછ્યું હતું કે તમે "ગુલિસ્તાન" પણ વાંચી છે? ગુલિસ્તાનમાં તે મહાન રિફોર્મર કહે છે :

અબરો બાદો મહો ખુરશીદો ફ્લક દર કારન્દ,
તાતુ નાને બકફ આરીયો બગફ્લત ન ખુરી !

હઝરત સા'દીએ કેવી સુંદર રીતે એકજ કડીમાં આકાશ-જગતની ઘણી ખરી વસ્તુઓ ગણાવી દીધી છે. શું તમે નથી જાણુતા કે ચંદ્ર ભીનાશ પુરી પાડવા માટે જેટલો ઝિમ્મેદાર છે તેટલોજ સૂર્ય ખુશકી અને ગરમી પયદા કરવા માટે ઝિમ્મેદાર છે ? અરે, એટલું તો તમે પણ જાણુતા હશો કે ડીસેમ્બર માસમાં જે સ્થિતિ હતી તે આજ જુલાઈમાં નથી; એ છ માસમાં એટલો મહાન ફેરફાર કે તે વેળા જ્યાં સુધી ચાર શેર રૂનો ગોદડો ન હોય ત્યાં સુધી ચયન ન પડે અને હવે એ સ્થિતિ છે કે બારીકમાં બારીક લુગડું પણ જાણે શરીરને કરડવા દોડે છે. વારૂ, એ અસરનું કારણ શું છે ?

"અલવી" જગત (આકાશ-મંડળ) અને "સિફલી" જગત (પૃથ્વી-જગત)ની એ સેવાઓનું વર્ણન અલ્લાહ તઆલાએ કુર્આનમાં પણ કર્યું છે. પણ તમારો કુર્આન સાથે સંબંધજ શો છે કે હું તમને કુર્આન સંભળાવું ? આજ કાલ વાત. વાતમાં રિફોર્મર અને ફિલોસોફર તમારી જીભે ચઢેલા રહે છે, તેથી મેં પણ એક મશહુર

ફ્રિલોસોફરના મશહુર પુસ્તકના બે ત્રણ શેઅર તમને સંભળાવ્યા. નિકર હું જે કંઈ કહી રહયો છું તે કુર્આન શરીફમાં ઘણી સ્પષ્ટ રીતે મોજુદ છે. આકાશી જગતની સેવાઓનું વર્ણન કરતાં દર્શાવવામાં આવે છે કે :

**વ સખ્ખર લકુમુ શશમસુ વલ કમર દાઈબયનિ વ સખ્ખરલકુમુ લ્લયલા વન્નહાર.**

(અર્થાત: ચંદ્ર-સુરજને ખાસ એક પ્રોગ્રામ હેઠળ તમારા કામમાં લગાડી દીધા છે અને રાત્રી દિવસને તમારા માટે આજ્ઞાવિન બનાવ્યાં છે.")

જેવી રીતે પૃથ્વી-જગતની કેટલીક વસ્તુઓની સત્તા તમારા કબ્જામાં આપી છે, તેજ પ્રમાણે આકાશી જગતની સત્તા તમને આપવામાં આવી નથી, કારણ કે સૂર્યનું ઉગાડવું કે ડુબાડવું તમારે આધિન કરવામાં આવ્યું હોત તો તમે કોઈ દિવસ સાતને બદલે આઠ વાગે સૂર્યને ઉગાડતે. તમે તો આઠ વાગે સુતા ઉઠો છો. ન કરે ખુદા ને કોઈ દિવસ તમે ઉંધમાંજ પડયા રહયા અને સૂર્યોદયમાં અર્ધા કલાકની ઢીલ થઈ ગઈ તો જગતમાં અંધેર થઈ જાય ને ? એથી એની વ્યવસ્થા તો તેણે પોતાનેજ હસ્તક રાખી છે, છતાં સૂર્ય અને ચંદ્ર કામ તો તમારૂંજ કરી રહયાં છે. સૂરે નહલમાં દર્શાવવામાં આવે છે:

" ચંદ્ર, સૂર્ય અને તારા અલ્લાહના હુકમથી તમારી સેવાઓ માટે આજ્ઞાધિન છે."

સૂરે યાસીનમાં હુકમ છે:

"આકાશી જગતના સર્વે ગ્રહોને એવી રીતે આજ્ઞાધિન કર્યા છે કે ન તો સૂર્ય ચંદ્રને પકડી શકે છે અને ન તો રાત્રીમાં એ શક્તિ છે કે તે દિવસ કરતાં આગળ વધી જાય, બલ્કે આકાશી જગતનો દરેક ગ્રહ પોત પોતાની ધરી ઉપર ફરતો રહે છે."

વાદળાં, હવા અને વરસાદ અને તેની અસરનું વર્ણન અને તેમના પર મેળવેલા કાબૂ અને તેમની સેવાઓનું વિવરણ જે સ્થળે કરવામાં આવ્યું છે તે એક આશ્ચર્યજનક શૈલિમાં થયું છે. બીજા પારામાં દર્શાવવામાં આવ્યું છેઃ

"વ તસરીફિર્રીહા વસ્સહાબુલ મુસખ્ખરિ બયનસ્સમાવાતિ વલ અર્દ."

અર્થાતઃ "હવાઓનું ચાલવું અને આકાશ અને પૃથ્વીના વચ્ચે વાદળાંઓનું અધ્ધર રહેવું."

સૂરે વાકિઆના દરમ્યાની રૂકુઅમાં દર્શાવવામાં આવ્યું છેઃ

"અફરઅયતુમુલ મા અલ્લઝી તશરબૂન અઅનતુમ અનઝલતુમૂહુ મિનલ મુઝનિઅમ નહનુલ મુન્ઝિલૂન."

અર્થાત : તમે જે પાણી પીતા રહો છો તે પર કદી વિચાર કરતા નથી કે એ પાણીને વાદળોથી તમે વરસાવો છો કે તમારા હુકમથી વરસે છે કે અમારા હુકમથી?

## પૃથ્વી-જગતની આધિન વસ્તુઓ

મિત્રો, એ આયતો સિવાય કુર્આનમાં બીજી અગણિત આયતો છે કે જે આકાશી-જગતની આધિનતા અને માણસ જાતની સેવાઓને પુરવાર કરે છે. કેટલેક ઠેકાણે આકાશી અને પૃથ્વી જગત બંનેને

મેળવી વર્ણન કર્યું છે અને કેટલેક સ્થળે બંનેનું જુદું જુદું વર્ણન કરવામાં આવ્યું છે. ઉદાહરણ રૂપે એક સ્થળે દર્શાવવામાં આવ્યું છે:

"શું એ પર લક્ષ નથી આપતા કે મેં પૃથ્વી અને આકાશની સર્વે વસ્તુઓને તમારા માટે આજ્ઞાધિન બનાવી છે અને તમારા ઉપર ઝાહેરી અને છુપાં ઈન્આમો સંપૂર્ણ કરી દીધાં છે." (સુરે લુકમાનનો ત્રીજો રૂકુઅ) એક સ્થળે એજ સૂરતમાં દર્શાવવામાં આવ્યું છે:

"તું જોતો નથી કે સમુદ્રો તાબે કરવાના કારણે વહાણો કેવી રીતે સમુદ્રો પર ચાલે છે?"

પશુ પ્રાણીને તાબે કરવા સંબંધી સૂરે યાસીનના છેલ્લા રૂકુઅમાં ફરમાવવામાં આવ્યું છે:

"અવલમ યરવ અન્ના ખલકના લહુમ મિમ્મા અમિલત અયદીના અનઆમન ફહુમ લહા માલિકુન વઝલલનાહા લહુમ ફમિનહા રકુબુહુમ વમિનહા યાકુલુન વ લુહુમ ફીહા મના ફિઉ વ મશારિબ અફલા યશકુરૂન."

અર્થાત: શું એ લોકોએ નથી જોયું કે અમે તેમના (ફાયદા) માટે પોતાની કુદરતના હાથે બનાવેલી વસ્તુઓમાંથી પશુઓને ઉત્પન્ન કર્યાં, કે જેમના તે માલિક બન્યા. અને અમે તે પશુઓને તેમને તાબે બનાવી દીધાં. ફરી તેમાંથી કેટલાક તેમની સ્વારી માટે છે, અને કેટલાંકને તેઓ ખાય છે, અને તે જનાવરોથી તેમને બીજા ઘણા ફાયદા છે અને પીણું (દૂધ) છે, પછી તેઓ કેમ શુક્ર કરતા નથી?"

સાહબો! હું એટલું પુછીશ કે એ ગાય, ભેંસ, બકરી કે ઊંટ તમારૂં કામ નથી કરતાં? શું એ પશુ પંખીડા આપની સેવા નથી બજાવતા! રાત્રે તમે તો સુઈ જાવ છો પણ તમારી ભેંસ તમારા

માટે રાત ભરમાં દૂધ તૈયાર કરે છે; જ્યારે સવારે તમે ઉઠો છો તો દૂધથી ભરેલા સ્તનો તમને ભલામણ કરે છે કે આવો પધારો, અને તમારી બાલદી કે ટોપલી અમારા દૂધથી ભરી લો.

ફરી એ પશુઓને તાબે કરવામાં એક અજાયબી ભરેલી વસ્તુ તમને નઝરે પડશે. જેટલું એ વધુ શક્તિશાળી જનાવર હશે તેટલીજ સહેલાઈએ તેને તાબે કરી શકાશે. ઘોડાને તાબે કરવા માટે તમને લગામની ઝરૂર છે, રાસની ઝરૂર છે, એક ઝોરાવર કોચમેનની ઝરૂરત પડશે કે જે એનાં મસ્તી તોફાનનો મુકાબલો કરી શકે. પણ ઊંટ જે એના કરતાં મોટું જાનવર છે તેને તાબે કરવાની એવી રીત છે કે માત્ર એક નાથ નકીલ કાફી છે. એક બાળકના હાથમાં નાથ આપી દો તે સો ઉંટની હારને વગર હરકતે દોરી લઈ જશે. હાથીને જુઓ, એ સૌથી વધુ ઝોરાવર જનાવર છે. ત્યાં ન તો લગામ છે કે ન તો નાથ, પણ આટલા ભવ્ય કદ ઘાટનો પશુ હોવા છતાં માત્ર પગના ઈશારાથી ચાલે છે, દોડે છે, ઉઠે છે, અને બેસે છે. પાડા અને બળદને એક નાથથી તાબે કરી રાખ્યા છે. સારાંશ કે સૃષ્ટીની જે વસ્તુ તરફ નઝર દોડાવશો તો તે તમારી તાબે આજ્ઞાધિન અને સેવક નઝરે પડશે.

## સાર.

મારા ભાઈઓ! સાર માત્ર એટલોજ કે જેમ અલ્લાહે એ સર્વે વસ્તુઓ તમારા શારિરીક પોષણ માટે પેદા કરી છે, એજ પ્રમાણે તમારા આત્મિક પોષણના સાધન પણ પુરા પાડયાં છે. એ કેવી રીતે બની શકે કે મનુષ્ય દેહ કે જે એક વાર નાશ થનાર છે અને માટીમાં મળનાર છે તેનાં પોષણના સાધન તો એવા બહોળા પ્રમાણમાં ઉત્પન્ન કરવામાં આવે પણ ઇન્સાની આત્મા (રૂહ) કે જે ખુદાઈ બક્ષિશ

છે અને સર્વે બાબતોનો ઝિમ્મેદાર અને જવાબદાર છે તેનાં પોષણ અને સુધારણાની તરફ દુર્લક્ષ આદરવામાં આવે! એક જડબુધ્ધીનો માણસ પણ જાણે છે કે શરીર શું છે! આવનાર મૌતનો એક કોળીયો છે. શરીર તીરનો નિશાન–સ્થાન છે કે જે બાર મૌતના મૌન કમાનમાંથી અચોક્કસ સમયે છુટે છે, અને નિશાન તાકીને છુટે છે. જ્યારે આત્માનો સંબંધ દેહથી છુટી જાય છે તો કોઇ એ દેહને અગ્નિને ભેટ ચઢાવે છે તો કોઈ ઝમીનમાં દાટી દે છે અને કોઈ એ શરીરને રાબડી અને ગીધ્ધોનું ભોજન બનાવી દે છે. સારાંશ કે એક પરમ પ્રિય કે વહાલામાં વહાલા ઇન્સાનને પણ મરવા પછી કોઈ ગળાથી લગાડી રાખતો નથી. જો કે આપણે ત્યાંની કેટલીક અભણ સ્ત્રીઓ મૈયત માટે કહયા કરે છે કે ઝરા દુન્યાની હવા ખાઈ લેવા દો. જ્યારે લોકો ઉતાવળ કરે છે કે લાવો, મૈયતને આપો કબ્રસ્તાન લઈ જવામાં વાર થાય છે. તો એઓ કહયા કરે છે; "અરે રે, શી ઉતાવળ પડી છે! ઝરા દુન્યાની હવા તો ખાઈ લેવા દો." પરંતુ એ મૂર્ખ સ્ત્રીઓને ઇસ્લામી શિક્ષણનું શું ભાન છે! સ્ત્રીઓજ રહી. પણ હું કહીશ કે પુરૂષોને પણ ઇસ્લામી શિક્ષણની ખબર નથી.

## દફનમાં ઉતાવળ

સાહબો! એ જહાલતનું બુરૂં થાઓ, શરીઅતે જ્યાં ઉતાવળ કરવાનો હુકમ આપ્યો છે ત્યાં એ લોકો એટલી ઢીલ કરે છે કે કેટલાક મડદાંઓને ૨૪ કે ૩૭ કલાક પછી દફનાવે છે. પ્રથમ તો કોઈના પ્રાણ નીકળ્યા કે રડાપીટ શરૂ થઈ જે ડોલી આવી ઉભી કે તેમાંથી સ્ત્રીઓએ નીકળી ગળે મળી રડવું ને રાજીઆ ગાવા શરૂ કર્યા. હમણા બેનને ગળે મળી રડી, થોડી વારમાં માની ગાડી આવી

તેમનાથી ગળે વળગી રડી. ફરી ભાભી આવ્યાં, તેમને ગળે વળગી રડી. ત્રણ ચાર કલાક તો રડવામાંજ પુરા થયા અને જો કોઈ મો મગરિબના સમયે દમ નીકળ્યો ત્યારે તો સમજી લ્યો કે આખી રાતજ રડતાં કપાશે. ચાર પાંચ કલાક પસાર થઈ ગયા પછી કફન દફનની ચિંતા શરૂ થઈ. પાણી ગરમ કરવામાં આવ્યું. કફનનું કપડું આવ્યું. નવા માટલાં, ઘડા, કોરી બધનીઓ મંગાવવામાં આવી. ઘરના વાસણો મુર્દાના કામમાં કેવી રીતે વાપરી શકાય? ત્રણ ચાર કલાક એમાંજ પસાર થઈ ગયા. હવે નવડાવનાર કે નવડાવનારી મળતી નથી. કેટલાક ભલા માણસો એવા હોય છે કે જેને પોતાનુંજ ગુસ્લ કરતાં નથી આવડતું તો તેઓ મુર્દાને શું નવાડશે? જેઓ મહીના મહીના સુધી પોતેજ નાપાક ફરતા હોય તેઓ મૈયતના ગુસ્લથી ધૂળ વાકેફ હશે? રહ્યા નમાઝી મુસલમાન. કે જેઓને ગુસ્લ આવડે છે અને જેઓ પાક સાફ રહયા કરે છે. તેઓને કહો કે મૈયતને ગુસ્લ આપી દો. તેઓ કહેશે કે "ભાઈ, મૈયતનો મામલો છે, કંઈ આડુ અવળું વેતરાઈ જાય અને અમે ગુનાહમાં પકડાઈ જઈએ." હવે ગુસલ દેનારની રાહ જોવાય છે. ખુદા ખુદા કરીને નવાડનાર હાથ લાગ્યો અને પુરા આઠ-દશ કલાકમાં જનાઝો તૈયાર થયો. હવે જે સાહબો જનાઝો લઈને ચાલ્યા. તેમની પણ સાંભળી લ્યો. લગાર કોઈએ પગ ઉઠાવ્યા કે અવાઝો આવવી શરૂ થઈ "ભાઈઓ, ધીમે ધીમે." સારાંશ કે ધીમે ધીમે કબ્રસ્તાન પહોંચ્યા. જો કબર માટે પહેલાંથી કહેવડાવ્યું હશે ત્યારે તો ઠીક, નિકર ત્રણ-ચાર કલાક ગોરખોદીઆ લગાડી દેશે, અને એ પ્રમાણે ઓછામાં ઓછા પંદર કલાકમાં મડદુ દફન થશે. કેવું સારૂં કે તમે જાણતા હોત

કે નબીએ કરીમ (સ.)નું શિક્ષણ એ માટે કેવું સ્પષ્ટ છે. હઝરત (સ.) ફરમાવે છે કે: "ઈઝા માતા અહદુકુમ ફલા તહબિસહુ વ અસરિઉબિહિ ઈલા કબ્રિહી."

અર્થાત : જ્યારે કોઈ માણસનુ મરણ નીપજે તો તેને અટકાવવો નહિ, બલ્કે તેને તેની કબર સુધી પહોંચાડવામાં જલ્દી કર્યા કરો."

કેટલીક રિવાયતોમાં છે કે "મુરદાંઓના દફનમાં ઉતાવળ કર્યા કરો. જો મરનાર નેક છે તો તેને તેની નેકીથી લાભ ઉઠાવવાની તક આપો, અને જો મરનાર દુષ્ટ છે તો તેને તમારા ખભાઓ પરથી ઉતારી ફેંકો."

શરીઅતે જે ઠેકાણે ઉતાવળ કરવા કહયું છે ત્યાં તમે લોકો ઝરૂર કરતાં વધુ ઢીલ કરો છો. એ શું શરીઅતની છચોક વિરૂધ્ધતા નથી?

## કાફિરોની શંકા

સાહબો! આ સવાલ તેજ છે જે શરીઅતે ઇસ્લામીમાં ઘણોજ મહત્વનો છે. કાફિરો હમેશાં એ સવાલ ઉપર શંકાઓ લાવ્યા છે, અને કુર્આન શરીફે એનો ઘણોજ સાફ અને પુરાવાસર જવાબ આપ્યો છે. આ ઈન્સાની દેહનું નાશ થવું, માટીમાં મળી જવું અને કયામતના દિવસે ફરીવાર ઈન્સાનનું પયદા થવુ એ એવો ગભીર સવાલ છે કે તે માટે તમામ જગતના કાફિરો એક તરફ છે અને નબીઓ બીજી તરફ. પયગમ્બરો ઝાહિર કરે છે કે ઈન્સાનને બીજીવાર ફરી જીવિત થવું છે.

"જેમ પહેલીવાર ઈન્સાનને જેવી રીતે પયદા કર્યો છે, બરાબર તેવીજ રીતે તેને ફરીવાર પયદા કરીશું."

મક્કાના કાફિરો જે કંઈ કહેતા હતા તેનો સાર એ છે કે જ્યારે શરીર માટીમાં મળી ગયું અને શરીરના હાડકા ગળી ગયા ફરી તેને કોણ જીવતું ? કરશે અને ઈન્સાન ફરીવાર કેવી રીતે પયદા થશે ! **મંય્યુહ યિલ ઈઝામ વહિય રમીમ ?**

અર્થાત : "જે હાડકા ગળી ગયા તેને કોણ સજીવન કરશે !"

તે લોકોની સમજમાં એ વાત આવતીજ ન હતી કે મરીને ફરી કેવી રીતે સજીવન થઈ શકાય ! એમની ટીકા આ શબ્દોમાં આપવામાં આવી છે :

**"અઈઝા દલલના ફિલ અરદિ અઈન્ના લફી ખલકિન જદીદ ?"**

અર્થાત : જ્યારે અમે માટી ભેગા થઈ ગયા તો શું ફરી અમને કોઈ નવું જીવન મળનાર છે ?

અરબી ભાષાનો એક મહાવરો છે કે પાણી દૂધમાં એવી રીતે ભળી ગયું કે હવે એની શોધ કરી જુદું પાડવું કઠિન છે. એથી સામાન્ય રીતે એ કહેવત ગુમરાહીના અર્થમાં બોલાય છે. સત્ય અને અસત્યનું એવું ભળી જવું કે જેથી એક બીજાને જુદું ન કરી શકાય, તો એજ ગુમરાહી છે. કાફિરોની શંકા તમારી સમજમાં આવી ગઈ કે જયારે શરીરનો નાશ થયો અને માટીનું એક અંશ બની ગયું તો હવે પયદા થવાની શી રીત હશે ? કુર્આને એનો ઉત્તર વાળ્યો.

"તમે એમને કહી દો કે તમને તો મવતનો ફરિશ્તો કબ્જે કરી લે છે, કે જે એજ કામ માટે મુકર્રર થયો છે. ફરી તમને તમારા માલિકની તરફ પાછા ફેરવવામાં આવશે."

દેખીતી રીતે એ ઉત્તરમાં કાફિરોની ટીકા સાથે કંઈ લેવા દેવા નથી, પરંતુ હઝરત મૌલાના શાહ અબ્દુલ કાદિર (રહ.) સાહબ એના પર નોંધ લખે છે. હઝરત શાહ સાહબનો અનુવાદ તેમજ નોંધ બંને ખરૂં જોતાં ઈલ્હામી છે. આજ સુધી કેટલાયે તરજુમા મહાવરાવાળી કે વિના મહાવરાવાળી ભાષાઓમાં લખાયા છે, પરંતુ ખરૂં જોતાં હઝરત શાહ અબ્દુલ કાદિર (રહ.) સાહબના તરજુમા કરતાં કોઈ બેહતર તરજુમો આજ સુધી થયો નથી. અફસોસ કે શાહ સાહબના સમયની ભાષા હવે બાકી રહી નથી અને ભાષાને પણ સ્થિરતા કયાં છે? ઉર્દૂ ભાષા તો નિશદિન પલટા ખાય છે!

હઝરત શાહ સાહબનાં ખાનદાનનો આખા હિન્દુસ્તાન પર એટલો ઉપકાર છે કે તેનો પાડ માની શકાતો નથી. હઝરત મૌલાના શાહ વલીઉલ્લાહ સાહબ (રહ.)ના ઇલ્મી ઉપકારોની કોણ ના પાડી શકે છે? પરંતુ કુર્આન શરીફના તરજુમા અને તફસીર એ વસ્તુઓ એવી છે કે એને તો ઈલ્હામી સમજવાં જોઈએ. મૌલાના શાહ રફીઉદ્દીન સાહબનો તરજુમો જો કે શાબ્દિક છે અને મૌલાના શાહ અબ્દુલ કાદિર સાહબ (રહ.)નો તરજુમો મહાવરાની ભાષામાં છે, પરંતુ બંને તરજુમા અજોડ છે. જો એ બંને મહાપુરુષો કુર્આનની સેવા ન કરત તો કદાચ આજે મુસલમાનો કુર્આનનો તરજુમો પણ ન જાણત.

સારાંશ કે હું એ વીનવી રહયો હતો કે દેખીતી રીતે કાફિરોની ટીકા અને કુર્આનના જવાબમાં કંઈ સંબંધ દેખાતો નથી. કાફિરોને એમાં શંકા છે કે દેહ માટીમાં મળી ગયા પછી ફરી સજીવન કેવી રીતે થશે અને કુર્આન જવાબ આપે છે કે " તમને મલેકુલ મૌત

કબ્જે કરી લે છે." આ શબ્દો ઉપરોક્ત ટીકાનો જવાબ કેવી રીતે થઈ શકે છે? હઝરત શાહ સાહબ એ આયત પર ટીકા લખે છે. તેઓ કહે છે, "તમે તમને પોતાને એક દેહ સમજો છો કે જે માટીમાં મળી ગયો, (પરંતુ) તમે આત્મા છો કે જેને ફરિસ્તો લઈ જાય છે, તમારો નાશ થતો નથી."

જોઈ લીધું તમે, હઝરત શાહ સાહબે થોડાક શબ્દોમાં કેવી સુંદર ટીકા અને તેના ઉત્તરમાં સંબંધ પેદા કરી દીધો અને એ દેખાડી આપ્યું કે તમે શરીર નથી પણ આત્મા છો અને આત્મા હયાત છે. એજ વિષયને હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુઈનુદ્દીન ચિસ્તી (રહ.) એ પોતાના એક શેઅરમાં ઝાહિર કર્યો છે. તેઓ ફરમાવે છે

તન ચૂં અઝ ખાકસ્ત ઊરા ખાક મીબાયદ શુદન!
જાંઝ અફ્લાક અસ્ત બર અફ્લાક મીબાયદ શુદન!

ભાવાર્થ : દેહ માટીમાંથી બન્યો છે એટલે તેને માટી થઈ જવુ જોઈએ. આત્મા પરલોકનો છે તો તેને પરલોકમાં જવું જોઈએ.

## રોગના બે પ્રકાર

જુઓ, એક બીમારી તો શરીરની છે, જેમાં તમે રોઝ સપડાઓ છો. કદી તાવ છે, કદી સળેખમ. કદી ન્યુમોનિયા છે, તો કદી ક્ષય રોગ છે. ટુંકમાં સેંકડો ઝાતના રોગો છે અને એ રોગોમાં દિન પ્રતિદિન વધારો થતો જાય છે. આજકાલ સંભળાય છે કે ગરદનતોડ તાવ ફાટી નીકળ્યો છે. જો યુરોપીઅન સુધારાની સત્તા દુન્યા ઉપર હજુ થોડાક દિવસ જામેલી રહી તો કોણ જાણે બીજા કેટલાયે રોગ

ખોટી નીકળશે. જેટલા પ્રમાણમાં ઇન્સાની અકલ ઉન્નતિ કરતી જાય છે તેટલાજ પ્રમાણમાં કુદરત પણ પોતાની શકિતનો પરચો બતાવતી રહે છે. સારાંશ કે એ શારીરિક રોગોથી તમે સારી રીતે જાણકાર છો અને એના ઉપાયો પણ તમે ઘણી મહેનતપૂર્વક કર્યા કરો છો. તમેજ જ્યારે કદી કોઈ રોગમાં સપડાઈ જાઓ છો ત્યારે શ્રેષ્ઠ ડોકટર કે વૈદ હકીમની સલાહ લો છો કે જેથી તમે તનદુરસ્ત થઈ જાઓ. જો કે તમે જાણો છો કે શરીરને એક દિવસ અવશ્ય મોત આવશે, તો પણ તમે તેને બચાવવાના બને તેટલા પ્રયાસો કરો છો. શરીરના રોગનો ઇલાજ હકીમો અને તબીબોના અનુભવો પર અવલંબિત છે. જેવી રીતે એ શારીરિક રોગો છે, બરાબર એજ પ્રમાણે આત્મિક રોગો પણ છે. શારીરિક રોગોનું પરિણામ મોત છે. અને આત્મિક રોગોનું છેવટ આખિરતના સુખ સંતોષથી નિરાશા અને નિષ્ફળતા છે.

હું પૂછીશ કે જે કુદરતે શારીરિક રોગો માટે હજારો પ્રકારની દવાઓ ઉત્પન્ન કરી છે અને સેંકડો જાતની જડીબુટ્ટીઓ તૈયાર કરી છે, તે કુદરતે તમારા આત્માના ઉપચાર માટે બેદરકારી વાપરી હશે? એમ કેવી રીતે બની શકે છે કે માટીના શરીરની આરોગ્યતા અને તનદુરસ્તી માટે એટલી ભારે વ્યવસ્થા કરી હોય અને ખુદાઈ પ્રસાદી (આત્મા)ની સુધારણા માટે કોઈ બંદોબસ્ત કરવામાં આવ્યો ન હોય?

## આત્મિક તબીબો

સાહબો! જેવી રીતે શારીરિક રોગોનો ઇલાજ કરવા માટે ભૂત અને વર્તમાનના તબીબો છે તેજ પ્રમાણે આત્મિક રોગોનો ઇલાજ કરવા માટે જે સમજ કે જે માણસની મુંટણી થાય છે તેને નબી કે

પયગમ્બર કહે છે. તમે તેને આત્મિક તબીબ પણ કહી સકો છો. અલ્લાહ તઆલા પોતાની સૃષ્ટિમાંથી એક બંદાને ચુંટી લે છે અને તેને આત્મિક કેળવણી અને સુધારણાના સાધનો આપી જગતની દોરવણી માટે મોકલે છે. તે અલ્લાહનો મોકલેલ હોય છે અને તેનું કામ એજ હોય છે કે ખુદાની (સૃષ્ટિ) મખલૂકને અવળા માર્ગથી બચાવી સીધા માર્ગે લઈ જાય. તે આત્મિક રોગોથી બચવા માટે દવા પણ બતાવે છે અને પરહેઝી પણ. તે એવો ઉપદેશ સંભળાવે છે કે જે પર અમલ કરવાથી લોકો આત્મિક રોગમાં સપડાઈ જતાં બચે છે, અને આત્મિક મૌતથી ઉગરે છે. તે સર્વ આત્મિક વૈદક શાસ્ત્રનો જાણકાર હોય છે. એનો અભિપ્રાય અને પરખ ભૂલ અને ચૂકથી પાક હોય છે. તેના બોલનો આધાર અભિપ્રાય અને અંદાઝ પર હોતો નથી, બલ્કે સત્ય અને ખાત્રી ઉપર રહેલો હોય છે તેનો મત અનુભવોનો ઉપકારી હોતો નથી. તે પ્રથમવાર નુસ્ખો લખે છે અને તેના ઉપર એટલી ખાત્રી હોય છે કે આકાશ અને પૃથ્વી ડગી શકે છે પણ તે ડગતો નથી.

### રસૂલનો ભાવાર્થ

સાહબો! હું આજકાલ જોઈ શકું છું કે અમારો કેળવાયલો વર્ગ કે જે યુરોપનાં અનુકરણને પોતાને માટે અભિમાનનું સાધન સમજે છે, તે દરેક બાબતમાં યુરોપની પાછળ દોડતો જાય છે. જે મુસલમાન કદી પણ સત્તાનો પુજારી ન હતો તે પણ આજ સત્તા પૂજાના દેવતા ઉપર કુરબાન થઈ ગયો! હઝાર વર્ષ તમને હિન્દમાં આવ્યા ને થઈ ગયા. આજ સુધી તમે હિન્દુ સંસ્કૃતિને ગ્રહણ ન કરી, કારણ કે રાજકીય સત્તા તમારા હાથમાં હતી. હિન્દુ પરાધિન હતા,

પણ અંગ્રેઝોએ સો વર્ષમાંજ તમારી સંસ્કૃતિનો નાશ કરી દીધો. હઝારો મુસલમાનો દાઢીઓ મુંડાવવા લાગ્યા અને હઝારો કોટ પાટલુનને પોતાનો પોષાક બનાવી બેઠા. સત્તા–પુજાના ખેલ તમે જોયા ! **હઝાર વર્ષમાં જે નુકસાન તમારા કલચરને ન પહોંચ્યું હતું તે અંગ્રેઝોના પ્રતાપે સો વર્ષમાં પહોંચ્યું.** હે કમનસીબો ! હું એટલા માટેજ કહ્યા કરૂં છું કે જગતમાં મૂલ્ય રાજ સત્તાનાં છે જે પ્રજાની રાજ સત્તા નથી તેનું કંઈ મૂલ્ય નથી. ખુદાની કુદરત તો જુઓ કે જે પ્રજાએ જગતની અસભ્યતાઓનો નાશ કરી ઈસ્લામી સભ્યતાના શિક્ષણના પાઠ ભણાવ્યા હતા, તેજ પ્રજા આજ પોતે યુરોપીય સભ્યતાને ભેટ ચઢી ગઈ ! એનાથી વધુ દુર્ભાગ્ય શું હશે ! તમે હંમેશા સત્તાને ઠોકર મારી છે. તમે ક્યારથી સત્તા–પુજાની બદીમાં સપડાઈ ગયા !

## પચ્ચીસ ટકા નોકરીઓ

હું તમને પૂછીશ કે ગવર્મેન્ટના હોમ ડિપાર્ટમેન્ટની ઝાહિરાત અનુસાર કે મુસલમાનો માટે સેંકડે પચ્ચીસ ટકા નોકરીઓ રીઝર્વ કરવામાં આવશે તે કંઈ વધુ આનંદદાયક છે ? શું એ ઝાહિરાતથી મુસ્લિમોનો ભૂખમરો મટી જશે ! કૌમી મુસીબતનો અંત આવી જશે ! પ્રથમ તો મધ્ય સરકારના ખાતાઓમાં નોકરીઓનું પ્રમાણજ શું છે ! એ પ્રમાણ કદાચ એક ટકાથી કંઈ વધુ હશે તેમાં તમારો ચોથો ભાગ ! વળી આ ચોથો ભાગ પણ એંગ્લો ઈન્ડીઅનોના પ્રતાપે ! જ્યારે લગભગ નવ હકો એંગ્લો–ઈન્ડીઅનોને મળી ગયા, ત્યારેજ તમારી ગણત્રી મુજબ આપવાનો વાયદો આપવામાં આવ્યો, સુબ્હાનલ્લાહ ! એ અપમાનજનક સખાવત પર સરકારી ખુશામતખોરોનું

આ અભિમાન અને આ ગર્વ ! અને સંકુચિત દૃષ્ટીના હિન્દુઓનો આ શોર બકોર ! લાહવલ વલા કુવ્વત ઇલ્લા બિલ્લાહ !

બંગાલ કાઉન્સિલમાં જ્યારે યુરોપીઅનોને દશ ટકા બેઠકો મળી તો તમારી પણ ચાલીશની અડતાલીશ થઈ ગઈ અને જ્યારે તેઓને નવ ટકા નોકરીઓ મળી ગઈ તો આપ સાહબોને પણ પચ્ચીસ ટકા કિંવા સેટલાનો ચોથો ભાગ અર્પણ કરવામાં આવ્યો તમે તમારી મહત્તા ગુમાવી રહયા છો. મી. **જિન્નાહ** કહે છે તેમ એ સફેદ હાથીના હાથો વડે અમારા દેશના મૌત પર સહી કરી દઈએ અને એસેમ્બલીમાં પૂરા બળ સહિત અમે અંગ્રેઝોને મદદ કરીએ !

બે-ગયરતો ! જો દેશના દ્રોહીજ બનવું છે તો તેનો કંઈ બદલો તો લો કે ભવિષ્યની પ્રજા તમારા ઉપર રહમત ન મોકલે તો ભલે, ફિટકાર તો ન વરસાવે ? એ પચ્ચીસ ટકા શું છે ? એ તો પુરો હક પણ નથી ! કમનસીબો ! એ વડે દેશને વેચી દેશો ? અને હું તમને કહી દઉં છું કે જ્યારે એ પચ્ચીસ ટકા પ્રાપ્ત કરી લેશો તે દિવસે જે દંડ કહેશો તે ભરીશ. એવા સરક્યુલરો તો ઘણા કચરા પેટીના હવાલે થયા છે. તેમાંથી આ પણ એક સમજી લો. બે ચાર નકશાઓના ખાના ભરવાના ખેલ પણ જોઈ લો અને એ પચ્ચીસનું જે નુકસાન લોકલ બોડીઝમાં મુસલમાનોને પહોંચશે તેનો તમને હમણા ભાસ થતો નથી.

ખયર, સાહબો, હુ તો એ વીનવી રહયો હતો કે આપણા નવયુવાનોમાં યુરોપના અંધ અનુકરણ અને નકલ કરવાનો એવો ઉત્સાહ રેડાયો છે કે તેમણે રહેણી કરણી તો બદલી હતી, હવે તેમણે **પયગમ્બરના અર્થ પણ ફેરવી નાંખ્યા છે. યુરોપ રિફોર્મર, ફિલોસોફર,**

કે ગાડ્‌ઝ આદી શબ્દો બોલે છે, તમે પણ તમારા પયગમ્બરોને એવાજ સમજી બેઠા છો કે તેઓ એક પ્રકારના રિફોર્મર, ફિલોસોફર કે પ્રોફેટ હતા. પરંતુ નબીઓ (અલય.)નાં સ્થાન–બિલકુલ નિરાળા પ્રકારનું છે. ન તો તેઓ ગાડ્‌ઝ છે, ન તેઓ ફિલોસોફર છે, ન તેઓ રિફોર્મર છે, નતો તેઓ પ્રોફેટ છે કે ન તેઓ અવતાર કે લીડર છે. બલ્કે તેઓ તો પયગમ્બર છે અર્થાત ખુદાના મોકલેલ છે.

## રિફોર્મર અને રસૂલમાં તફાવત

રિફોર્મરનો મત ખોટો હોઈ શકે છે. ફિલોસોફરની બુધ્ધિ ખોટી દોરવણી કરી શકે છે, તબીબનો અનુભવ ભૂલભરેલો નીવડી શકે છે પણ નબી કે રસૂલ જે કંઇ કહે છે તે પોતાની આંખે જોઈને કહે છે. એ કારણે તેના બોલમાં બળ હોય છે. તેને પોતાની વાણી ઉપર સંપૂર્ણ વિશ્વાસ હોય છે. તે કહે છે. અને જે કહે છે. તે ઘણાજ નિશ્ચય અને સંતોષ સહિત કહે છે.

"હાઝિહી સબીલી અદઊ ઇલલ્લાહિ અલા બસીરા."

ભાવાર્થ: આ છે મારો માર્ગ! હું અલ્લાહની તરફ સમજી બુઝીને બોલાવું છું."

એ "અલાબસીરા" પયગમ્બર સિવાય કોઈ અન્ય નહિ ઉચ્ચારી સકે. ફિલોસોફર (તત્વજ્ઞાની)ના મતની એ સ્થિતિ છે કે કદાચ એમનો કોઈ એકાદ મુદ્દો સો વર્ષ પસાર કરી શકે નિકર ઘણા ખરા સિધ્ધાંતો તો એમના જીવનમાંજ ખોટા નીવડે છે; અને એમના મરણ પછી તો કદાચજ કોઈને એનો વિચાર વટિક આવે છે. તમને યાદ હશે કે કેટલાક સમયથી યુરોપના સાયન્સ–દાનો મંગળ

ગ્રહમાં નહેરો અને રેલ્વેઓ જોઈ રહ્યા હતા. જે દુરબીનથી તેઓ જોતા હતા તેમાંથી તેમને માણસો ચાલતા ફરતા દેખાતા હતા, અને એ પણ નજરે પડતું હતું કે તેઓ ઝમીનમાં વસનારાઓથી વાતચીત કરવાના પ્રયાસો કરી રહ્યા છે. પચાસ સાઠ વર્ષ સુધી એ લોકો જગતને છેતરતા રહ્યા અને હવે તેઓ કહે છે કે તે તો અમુક ચિન્હો હતા કે જેમને અમે નહેરો ધારી લીધી હતી! તમારા ડારવીને ઘણી ખોપરીઓ જોયા પછી એ સિધ્ધાંત કાયમ કર્યો કે માણસ પહેલાં વાંદરો હતો અને તે પ્રગતિ કરતો કરતો માણસ બની ગયો અને એ પણ શકય છે કે કાલે બીજુ કંઈ બની જશે, કારણ કે પ્રગતિ શાસ્ત્ર (Evolution)ના દ્વાર હજુ બંધ થયા નથી, પણ ઘણા ખરા લોક એ સિધ્ધાંતની વિરૂધ્ધ છે અને કદાચ બનવાજોગ છે કે ડારવીનના માનનારાઓ પોતે ખુબ આગળ જતાં એ સિધ્ધાંતના વિરોધી થઈ જાય, અને કેટલીક ખોપરીઓ એવી હાથ લાગે કે જેના વડે એ સિધ્ધાંત તદ્દન ખોટો પુરવાર થાય. થોડાક હાડકાઓને એકઠા કરી લઈ ધારણા બાંધી લેવાથી મૂળ સત્ય રદ કરી શકાતું નથી. થોડાક દિવસની વાત છે, કે સ્કૂલના કેટલાક વિધાર્થીઓએ શરારત કરી. તેમણે એક બકરીના હાડકાંને છરી વડે છોલી પાતળું કર્યું ને જેઓ પુરાતન હાડકાઓ પર સંશોધન કર્યા કરે છે તેઓની સેવામાં લાવીને મૂકયું, અને કહયું કે અમને એ હાડકું અમુક સ્થળેથી જડયું છે. એ હાડકાની શોધખોળ માટે મનન કરવામાં આવ્યું. તેઓ અંતે એ પરિણામ પર આવ્યા કે આજથી પાંચ હઝાર વર્ષ પૂર્વે એક જનાવર સાઈબીરીયાના જંગલમાં જોવામાં આવતું હતું તેનું એ હાડકું છે. તે છોકરાઓ હસીને બોલ્યા "અરે, સાહબો એ તો બકરીનું

હાડકું છે, કે જે અમે છોલી છાલીને તમને આપી ગયા હતા." એજ સ્થિતિ તમારા તબીબોની છે. પછી ભલે તેઓ સુકરાત હોય કે બુકરાત, જાલીનુસ હોય કે શયખ બૂ અલી સીના!

## હકીમોનો સિદ્ધાંત

હકીમો કહે છે કે સકમૂનીઆ જુલ્લાબ છે. તેમનો એ એક સહમત સિધ્ધાંત છે પણ શું કોઈ હકીમ સાહબ કસમ ખાઈ કહી શકે છે કે સકમુનીયા અવસ્ય જુલ્લાબ લાવશે? હકીમ સાહબ ઝરૂર એમ કહેશે કે મવલાના સાહબ અમોએ હઝારો રોગીઓ પર અજમાવ્યો છે અને એ સંપૂર્ણ ઠીક માલમ પડયો છે; પરંતુ બનવાજોગ છે કે કોઈનું જઠર સકમુનીયાને પણ પચાવી જાય. સુવા અજમાથી બગાડ નીકળી જાય છે, પરંતુ કેટલાક સાહબોનું જઠર એટલું સખ્ત હોય છે કે તેઓ સુવા અજમાને પણ પાચન કરી દે છે. હું એ પુછવા માંગું છું કે એ ડારવીનઝાદાઓ જેઓ પોતાને વાનરની ઔલાદ કહે છે તેઓ કસમ ખાઈને કહી શકે છે કે તેમના બાપદાદા વાંદરા હતા? શુ થોડાક સડી ગયેલા જુના હાડકાંના ખાલી ખોખા મળી જવાથી થીઅરી (સિધ્ધાંત) ઘડાય છે? આજ સુધી તમારા ફિલોસોફરોએ સેંકડો સિધ્ધાંતો રજુ કર્યા છે અને આજ સુધીમાં એમની સેંકડો થીયરીઓ ખોટી સિધ્ધ થઈ છે.

આસ્માનનો ઈન્કાર, ઝમીનના ભ્રમણનો સવાલ, મંગળની નહેરો અને મંગળની નહેરોનો ઈન્કાર એ સૌ તો કાલની વાત છે. તમને યાદ હશે કે ઈંડાની ઝરદીની કેટલીયે ખુબીઓ વર્ણવવામાં આવતી અને એની સફેદીના નુકસાનો કેટલા વર્ણવવામાં આવતા હતા? આજ તેઓ કહે છે કે ઈંડાની ઝરદી અને સફેદી બંનેનું મિશ્રણ કરી

ખાવ. કાલ સુધી ફ્રુટોના વખાણથી જીભ સુકાતી ન હતી. હવે તેઓ કહે છે કે ફળની સાથે તેનું છોતરૂં પણ ખાવ. હવે કોઈ દિવસ એવો આવશે કે એ યુરોપના ડાકટરો જાહેરાત કરશે કે માત્ર છોતરૂં ખાવ, અને ફળનો ગર ફેંકી દો! અત્યાર લગી ઈન્જેકશનને સર્વ બિમારી-ઓનો ઈલાજ બતાવવામાં આવતો હતો; હવે તેના નુકસાનો ગણાવી રહયા છે! આ છે તમારા હકીમો અને ફીલોસોફરોની બુધ્ધિનું દિગ્દર્શન! આ છે તમારા સાયન્સટીસ્ટો કે જેઓ ચોવીસ કલાકમાં છત્રીસ મતો બદલતા રહે છે! એ મૂર્ખજનોની બુધ્ધિ અને વાણી વિચારથી નબીઓ (અલય.)ના વિચારોને કસો છો? તમને શર્મ નથી આવતી કે નબીઓ (અલય.) કે જેઓ પોતાના મતમાં પહાડની પેઠે અડગ હતા તેમના મતને એ પોથીના રીંગણા અને વાનરના વંશજોના મતો સાથે અથડાવો છો? અને ફરી તમે પોતાને મુસલમાન કહેવડાવો છો? જુઓ, કાન ઉઘાડીને સાંભળો! તમારા ફીલોસોફરો, હકીમો, સાયન્સના જ્ઞાનીઓ, રિફોર્મરો, લીડરો અને ગાંધીઓ આદી સર્વે પાસે અનુમાન છે, અટકળ છે, ધારણા છે, અડસટ્ટો છે, અંદાઝો છે, અનુભવ છે. એ સર્વ કંઈ છે પણ સત્ય અને પ્રત્યક્ષ દર્શન નથી. અંદાઝો ખોટો ઠરી શકે છે, અટકળ અને કસોટીમાં ભૂલ થઈ શકે છે. અનુભવ ખોટા સિધ્ધ થઈ શકે છે, લીડરનો મત ખોટો સિધ્ધ થઈ જેમકે હમણાં તમે જોયું કે શકે છે ગાંધીજીએ વ્યકિતગત કાયદા સવિનય ભંગ પાછો ખેંચી લીધો અને પોતાના મતની ભૂલ સ્વીકારી!

### માલવીયાજીની ભૂલ!

જેમ ગાંધીજી જેવા અનુભવી લીડરે ભૂલ ખાધી તેજ પ્રમાણે માલવીયાજી કે જેમનું દિમાગ કોમીવાદમાં ખૂબ દોડે છે. તેમણે વડા

વઝીરને લવાદ બનાવવામાં ભૂલ ખાધી. તેઓ સમજતા હતા કે સો વર્ષથી અંગ્રેજ બહુમતિ પર આ દેશની લઘુમતિને કુરબાન કરતા રહ્યા છે. આ સમયે પણ એમજ કરશે અને એ કારણે તેમણે વડા વઝીરને લવાદ નીમ્યા અને કોમ્યુનલ મામલા સંબંધી ઘણીજ ખુશીથી બોલી ઉઠયા કે "આપ શ્રીમાન જે નિવેડો કરશો તે નિવેડો અમને માબાપ મંઝૂર રહેશે!" માલવીયાજીને જોઈતું હતું કે તેઓ નરમ ગરમ મુસલમાનો સાથે નિવેડો કરતે પણ તેમણે આવા કટોકટીના સમયમાં પણ મુસલમાનો કરતાં અંગ્રેઝોને સારા ગણ્યા અને જ્યારે વડા વઝીરે ફયસલો સભળાવી દીધો ત્યારે હવે તેઓ મુસલમાનોને કહે છે કે એ ચુકાદાને રદ કરી દો, કારણ કે એમાં હિન્દુઓને અન્યાય થાય છે. વાહ. કેવું સુંદર! અન્યાય હિન્દુઓને થયો અને રદ મુસલમાન કરી દે! મુસલમાન તો વડા વઝીરના એ ચુકાદાને એમના દેશદ્રોહ અને દેશ–વેચાણના મૂલ્ય સમજે છે. તેઓ વારૂ કેવી રીતે એને રદ કરી શકે છે?

હિન્દુસ્તાનના બે મશ્હૂર લીડરના મતો ખોટા સિદ્ધ થયા એજ સ્થિતિ ફીલોસોફર અને નબીઓની છે. એઓમાંથી એકને પણ પોતાના મત ઉપર પાકો વિશ્વાસ અને ખાત્રી નથી કે તેઓ એ માટે સોગંદ લઈ શકે, પરંતુ નબીઓ (અ.)ની સ્થિતિ એ સર્વથી તદ્દન નિરાળી છે. નબીઓ (અલય) પાસે સત્ય છે, વિશ્વાસ છે. તેઓ પોતાના વિચારોમાં પાકા છે તેઓ જે કંઈ કહે છે તે પર તેઓ ઘણીજ હિંમત અને ધૈર્ય સાથે કસમ ખાઈ લે છે. જુઓ યઅતઝિરૂન (અગ્યારમા પારા)માં:

"તમને એઓ પૂછે કે શું તમે જે કહો છો તે ઠીક અને સત્ય છે? મરી ગયા પછી જે કંઈ સામે આવનાર છે અથવા દોઝખ

અને જન્નત વિગેરે સંબંધી જે કંઈ તમે વર્ણન કરો છો એ સાચી વાત છે? અને શું તમને તમારી વાત પર વિશ્વાસ છે? તમે તેમને ઉત્તર આપી દો કે બેશક મને મારા રબના સોગંદ, જે કંઇ હું કહું છું તેજ સત્ય છે."

જોયું? એમણે કેવી રીતે કસમ ખાધી ને પોતાની વાતને સાચી કહી છે. એથી અલ્લાહ ફર્માવે છે:

"એ લોકો અનુમાન અને સંદેહ પાછળ ચાલે છે, અને અનુમાન પણ કદી સત્યના મુકાબલામાં કોઇને સંતુષ્ટ કરી શકે છે?"

નબીઓ (અ.)ની એવીજ સ્થિતિ છે. એ વાત તમારા ફિલોસોફર અને હકીમોના ભાગ્યમાં કયાંથી? સૈયિદના ઈબ્રાહીમ (અ.)ની પ્રજાએ જ્યારે તેમની સાથે વાદવિવાદ શરૂ કર્યો તો તેમણે ઘણીજ ધીરજ અને બેપરવાઈ સાથે કહ્યું:

"વહાજ્જહુ કવમહુ કાલ અતુહાજ્જુનની ફિલ્લાહિ વકદ હદાન."

તરજુમો—તમે લોકો એક સીધો માર્ગ પામેલા માણસથી વિવાદ કરવા ઇચ્છો છો. જો કે મારા પરવરદિગારે મને સીધો માર્ગ બતાવ્યો છે, અને મને મારા સીધા માર્ગ પર દરેક રીતે સંતોષ છે.

### એક દાખલો

જુઓ, આ ચામડાનું પાકીટ મારા હાથમાં છે. હું તમને પુછું કે એમાં કેટલા રૂપીઆ છે? કેટલા પૈસા છે? હવે તમે સર્વે સાહબો બતલાવવું શરૂ કરો. કોઈ કહેશે કે સાહબ એ પાકીટમાં સો રૂપીયા છે. કોઈ કહેશે કે પચાસ રૂપીઆની નોટ છે. કોઈ કહેશે કે મિયાં એ તો કોંગ્રેસી મૌલ્વી છે. એમને કોંગ્રેસે મોટી મોટી રકમો આપી

છે. ઓછામાં ઓછા એમના પાકીટમાં દશ હઝાર રૂપીઆ હશે. હું સર્વે ભાઈઓની વાતો સાંભળતો રહું અને છેવટમાં કહું કે એ પાકીટમાં પાંચ રૂપીઆ છે, બાર આનાના પૈસા છે અને એક ટિકિટ દિલ્લી સુધીની છે. તમે મારી વાત સાંભળી મારી સાથે વિવાદમાં ઉતરો તો તમારૂં પોઝીશન મારી નઝરોમાં કેવું થશે? હું કહીશ કે અરે મૂર્ખાઓ! પાકીટ મારૂં છે. મેં એમાં રૂપીયા મૂકયા છે. કેટલીય વાર મેં એ રૂપીયા અને ટીકીટને સંભાળી જોયાં છે. મને ખાત્રી છે. મેં જોયું છે અને મને સાક્ષાત વિશ્વાસ છે. તમારી પાસે અનુમાન છે, અટકળ છે, અંદાઝો છે. હું સાચો કે તમે સાચા? સાહબો, તમારૂં જે મૂલ્ય મારી નઝરમાં અંકાશે બરાબર તેવુંજ મૂલ્ય નબીઓ (અ.)ના મુકાબલામાં તમારા કેન્ટ કે ન્યુટનનું છે. કયાં નબીઓ (અલય.)ના આદેશો અને કયાં નિશટે લીબાનની ધારણાઓ! અસ્તગફિરૂલ્લાહ! "ચે નીસ્બત ખાકરા બ આલમે પાક!"

## નબીએ કરીમ (સ.)ની એક ઘટના

હમણાં હું તમારી સમક્ષ હકીમો તથા ફિલોસોફરોના સિધ્ધાંતો રજુ કરી ગયો છું. હવે એક બનાવ રસૂલે કરીમ (સ.) વિષે સાંભળી લ્યો. એક માણસે હઝરત રસૂલુલ્લાહ (સ.)ની સેવામાં હાઝર થઈ કહ્યું કે "હે રસૂલુલ્લાહ, મારા ભાઈને દસ્ત આવે છે." આપે ફર્માવ્યું કે "તેને મધ પીવાડી દો." તેણે જઈને પોતાના ભાઈને મધ પીવાડયું. ઝાડાના દસ્ત વધારે આવવા લાગ્યા. તેણે વીનવ્યું "હુઝુર મધ પીવાડવાથી તો ઝાડાના દસ્ત આવ્યા." આપે કહયું "જાવ અને પીવાડો." ફરી તેને મધ પીવાડવામાં આવ્યું. જુલ્લાબનું

ઓર ઔર વધ્યું. તે ફરી આવ્યો અને તેણે વિનંતિ કરી "યા રસૂલુલ્લાહ ! મધ પીવાડવાથી તો વધુ દસ્ત આવવા લાગ્યા." "હુઝુરે (સ.) ફરમાવ્યું "જાવ ફરી મધ પીવાડો." ત્રીજી વાર એનાથી વધુ ઝાડાના દસ્ત આવ્યા. તે ફરી ગભરાયલો અકળાયલો આવ્યો અને બોલ્યો, "હુઝુર તેને તો બરાબર દસ્ત આવી રહયા છે. જેટલું મધ પીવાડું છું તેટલોજ વધારે જુલ્લાબ થાય છે." બસ હવે જનાબ રસૂલુલ્લાહે (સ.) એક ફકરો સંભળાવી દીધો, જેને ઝરા કાન ઉઘાડા રાખી સાંભળી લ્યો. હુઝુરે (સ.) ફરમાવ્યું "જાવ ફરી પીવાડો."

"સદકલ્લાહુ વ કઝિબ બતનુ અખીક" અર્થાત–"અલ્લાહ તઆલા સાચો છે અને તારા ભાઈનું પેટ જુઠું છે."

એથી ચોથીવારે જ્યારે તેણે મધ પીવાડયું તો દસ્ત આવતા બંધ થઈ ગયા. તમે જોઈ લીધું કે શરઈ સવાલ ન હતો. બરઝખની કોઈ વાર્તા ન હતી. માત્ર એક વૈદક ( તબીબી ) બાબત હતી. જો અમારા હકીમ શરીઉલ્લાહ હોત તો દરેક ફેરે ઉલટ પાલટ કરતે; એક દવા કાપતે બીજી વધારી દેતે, અને હમણાં લગી તો તેમાં કેટલાયે ફેરફાર કરી નાખ્યા હોત, પરંતુ જ્યાં પુરો વિશ્વાસ અને સંપૂર્ણ ખાત્રી હોય ત્યાં ફેરફારને સ્થાનજ કયાં છે? ઉત્તર પણ વાળવામાં આવ્યો તો એ કે "ખુદા સાચો છે અને તારા ભાઈનું પેટ જુઠું છે."

આ છે તે સંતોષ, તે વિશ્વાસ, તે ખાત્રી, તે સત્ય જેને માટે ફરમાવવામાં આવ્યું છે :

"ઈન્નઝ ઝન્ન લા યુગની મિનલ હકિક શયઆ" અર્થાત– "અનુમાન અને સંદેહ સત્ય અને વિશ્વાસનો મુકાબલો કરી શકતા નથી."

શું આ વાત જાલીનુસ અને પ્લેટોને પ્રાપ્ત થઈ શકે છે? અથવા કેન્ટ કે ન્યુટનને પોતાની થીયરીઓ પર આટલો વિશ્વાસ હોઈ શકે છે? આ છે તે તફાવત કે જેને હું વારંવાર કહી રહયો છું અને અમારા નવયુવાનોના મગજ એને એક નવી વાત સમજી રહયા છે.

## હિજરતની એક ઘટના

સાહબો, એ તો તમે જાણતાજ હશો કે હઝરત રસૂલે કરીમે (સ.) મક્કાથી મદીનાની તરફ હિજરત કરી હતી; અને તેઓ ત્રણ દિવસ સુધી સોરની ગુફામાં હઝરત અબૂબક્ર સિદ્દીક (રદી.)ની સાથે રહયા હતા. કાફિરો એમને શોધવા નીકળ્યા અને ગુફાના દ્વાર સુધી આવી લાગ્યા.

હું વિગતપૂર્વક કહેતો નથી. મારે માત્ર એક વાત કહેવી છે. તમે લગાર તેનું ધ્યાન ધરો, શત્રુ કત્લ કરવા પાછળ પડયો છે. તમે એક ગુફામાં સંતાયા છો. કોઈ ઠેકાણેથી નીકળવાનો માર્ગ નથી. મારાઓ ગુફાના દ્વાર પર ઉભા છે, પરંતુ તમને અચંબો લાગશે કે નબીએ કરીમ (સ.) તે વેળા આરામ કરી રહયા હતા. (જ્યારે અબુબક્ર (રદી.) ગભરાઈને વિનવે છે કે "યા રસૂલુલ્લાહ! અમારા શત્રુ અમારા માથે ઉભા છે. જો લગાર નમીને જોશે તો અમને જોઈ શકે છે. હઝરત અબુબક્ર (રદી.)ને એ વિનંતીનો ઉત્તર શું મળે છે? "હે, અબૂબક્ર! કંઈ ચિંતા ન કરો, અલ્લાહ તઆલા અમારી સાથે છે." જોયું તમે, આ છે તે સંતોષ અને નિશ્ચય, જે ખુદાના પયગમ્બરોને મળે છે, બીજા રિફોર્મરો એથી દુર્ભાગી રહે છે. આ છે

તે ભેદ કે જેથી જણાય છે કે પયગમ્બર કોને કહેવાય છે અને રિફોર્મર કે ફિલોસોફર કોને કહે છે!

## સૌથી પહેલી યુનીટી કોન્ફરન્સ

તમે જાણો છો કે સૌથી પહેલી યુનીટી કોન્ફરન્સ ક્યારે મળી હતી? તમે તો કદાચ દિલ્હી અને અલ્લાહાબાદની યુનીટી કોન્ફરન્સને જાણતા હશો, પરંતુ તમને ખબર નથી કે સૌથી પહેલી યુનીટી કોન્ફરન્સ હુદયબીયામાં મળી હતી. એક તરફ મદીનાના અનસાર અને મુહાજિરીન હતા અને બીજી તરફ કાફિર કુરૈશીઓ હતા. કાફિર કુરૈશીઓ તરફથી સુહયલ પ્રતિનિધિ બની આવ્યા હતા, અને મુસલમાનો તરફથી નબીએ કરીમ (સ.) વાત કરતા હતા. તે કોન્ફરન્સમાં પણ કાફિરો પોતાની સંકુચિત મનોદશાનું દિગ્દર્શન કરાવતા હતા. સુહયલ એક એક વાત પર ઝગડતો હતો, પરંતુ મુસલમાન અનહદ સહિષ્ણુતાથી સુલેહ કરી રહયા હતા અને સહિષ્ણુતા પણ કેવી કે અલ્લાહાબાદમાં મુસલમાન લીડરો તેટલી રવાદારી આદરત તો કદાચ મુસલમાનોજ પોતાના લીડરોને કત્લ કરી નાખત.

## હિન્દુઓ અને મુસલમાનોમાં તફાવત

મારા મિત્રો! હું માનું છું કે હિન્દુઓમાં ખુશામતીઆ છે, લિબરલ છે; પરંતુ તેમના ખુશામતીઆની નીતિ એવી છે કે તેઓ કોંગ્રેસને ઉત્તેજન આપે છે, અને પોતાના જાતી ભાઈઓનાં માન રાખે છે. સર સપ્રુ લંડનમાં બેઠા બેઠા કહે છે કે: "જ્યાં સુધી કોંગ્રેસ સંતોષાશે નહિ અમે લોકો

શું કરી શકીએ છીએ ?" અમે તો દરેક પ્રકારની સેવાઓ માટે તૈયાર છીએ, પરંતુ અમારૂં કોંગ્રેસના મુકાબલામાં સાંભળે છે કોણ ? અમે તે રીતે મહાત્મા ગાંધીને રાજી કરો." જુઓ, એ નીતિ તે હિન્દુ લીબરલોની છે. હવે લગાર મુસલમાનોની પણ સાંભળી લ્યો. જે મુસલમાનોએ જમીઅતુલ ઉલમાનું અપમાન અંગ્રેઝો સમક્ષ કરાવ્યું; તેમનો હાલ હું જાણું છું. સરકારના ઇશારાથી જમીઅતુલ ઉલમામાં બે ભાગલા પાડયા, અને હઝરત મુફ્તી સાહબની ગીરફતારી માટે સલાહ આપી, એટલુંજ નહિ બલ્કે સરકારને આગ્રહ કર્યો કે જ્યાં સુધી મુફ્તી સાહબને પકડવામાં ન આવશે ત્યાં લગી અમે લોકો દિલ્હીમાં કંઈ કરી શકતા નથી. જમીઅતુલ ઉલમાની શાખ બગાડવા માટે આકાશ પાતાળ એક કરી નાખ્યા. હું આપને કસમ ખાઈને કહું છું કે મુસલમાનોના દેશદ્રોહીઓ ખરેખર દ્રોહીઓ છે અને અનહદ સ્વાર્થી છે. એ ઝાલિમ લોક મુસલમાનોના અર્થે દેશ–દ્રોહ કરતા નથી બલ્કે જાતી સ્વાર્થ અથવા પોતાના પુત્રો ભત્રીજાઓને નોકરીઓ અપાવવા ખાતર દેશ–દ્રોહ કરે છે.

## હુદયબીયહની સુલેહ

સારાંશ કે સૌથી પહેલી યુનીટી કોન્ફરન્સમાં મુસલમાનોની સહિષ્ણુતાના હાલ એથી જણાઈ શકે છે કે જ્યારે સુલેહ નામાની શરૂઆતમાં "બિસ્મિલ્લાહ" લખાવા માંડી તો સુહયલે કહયું કે "એમાંથી 'રહમાનિર્રહીમ' કહાડી દો." મુસ્લિમોએ માંગણી મંઝૂર રાખી માત્ર "બિસ્મિલ્લાહ"જ લખવામાં આવ્યું. જ્યારે "મુહમ્મદુર્રસૂલુલ્લાહ" લખવામાં આવ્યું તો કહયું કે "રસૂલુલ્લાહ" છેકી નાખો. જનાબ રસૂલુલ્લાહે (સ.)એ માંગણી પણ મંઝૂર રાખી. જો કે મુસલમાનોનું

બળ ઓછું ન હતું, જો આપ (સ.) યુધ્ધ કરવા માંગત તો કરી શકત, પરંતુ હુઝુર (સ.) અનહદ સહિષ્ણુતા ઇચ્છતા હતા. સુહયલે કહયું "જે કાફિર મુસલમાન થઈ મક્કાથી મદીને જશે તેને પાછો આપવો પડશે, અને જે મુસલમાન મુર્તદ બની નાસી આવશે તેને અમે પાછો ન આપશું" બોલો સાહબો, કેટલી આકરી માંગણી છે! મુસલમાનને પાછો સોંપવો, અને એક મુસ્લિમને કાફિરના કબ્જામાં આપવો! છતાંયે હુઝુરે (સ.)એ માંગણીનો પણ સ્વીકાર કરી લીધો.

એ મુસલમાનો અને કાફિરો વચ્ચે સૌથી પહેલો કરાર છે. હા, એટલું અવશ્ય છે કે બંને સ્વતંત્ર હતા. જો કે એટલી નરમ શરતોથી મુસલમાનો ઘણા ઉશ્કેરાયા અને કેટલાકોએ હુઝુર (સ.)થી પણ પૂછ્યું; "યા રસૂલુલ્લાહ! અમે મુસલમાન છીએ, સત્ય પર છીએ અને ફરી આવા કરાર થઈ રહયા છે?" પરંતુ એક પયગમ્બરના સંતોષને જુઓ! હુઝુરે (સ.) જવાબ આપ્યો; "હું અલ્લાહનો રસૂલ છું. સંતોષ રાખો, હું અલ્લાહ તઆલાની આજ્ઞા ભંગ કરી શકતો નથી. જે કંઈ મેં કર્યું, ઠીક કર્યું છે. મેં મારા સદગુણ અને સહિષ્ણુતા વડે કાફિરોને હાર આપી છે. તમે જોશો કે એ કોન્ફરન્સનું પરિણામ સારૂ નિપજશે." એજ સદગુણશીલ વિજય વિષે અલ્લાહે કહયું "ઇન્ના ફતહના લક ફતહમ-મુબીનલ્લિયગ-ફિર લકલ્લાહુ મા તકદ્દમ મિન ઝમ્બિક વમા તઅખ્ખર."

સુરા ફતહના, હુદૈબિયાથી પાછા ફરતાં મક્કા અને મદીનાના વચ્ચે ઉતરી હતી. જ્યારે હુઝુરે (સ.) સૂરત પઢી સંભળાવી તો એક સાહબે પુછ્યું: "યા રસૂલુલ્લાહ! શું આનું નામ ફતેહ છે કે એક કમઝોર કરાર કરી ઉમેરો કર્યા વિના મદીના પાછા ફરીએ છીએ?'

આપે (સ.) જવાબ આપ્યો. "કસમ છે મને તે પવિત્ર હસ્તીની કે જેના કબ્જામાં મારા પ્રાણ છે કે એજ ફતેહ છે. જો કે આપણે સુલેહ કરી જઈએ છીએ, પરંતુ એ સુલેહ ભવિષ્યમાં આપણી જીતનું કારણ બનશે."

"ગફૂરા"ના અર્થ જાણો છો? "ગફરા"ના અર્થ ઢાંકણ અને પડદાના છે. ગુનાહોના અને એમના (સ.) વચ્ચે પડદાના એ અર્થ છે, કે ન પહેલાં કોઈ ગુનોહ (પાપ) થયો અને ન ભવિષ્યમાં કોઈ ગુનાહની બ્હીક છે.

જુઓ, હિજાબ–પડદાની બે રીત છે. કાંતો ગુનાહથી પડદો થઈ જાય અથવા અઝાબથી પડદો થઈ જાય. જ્યારે પયગમ્બર માટે એ શબ્દ વપરાય ત્યારે એનો ભાવાર્થ એમ થાય છે કે એમના અને ગુનાહના દરમ્યાન પડદાનો અંતર થઈ ગયો છે; અને એમનાથી ગુનાહ થવું અશકય છે. અને જ્યારે મુસલમાનો માટે વપરાયલો હોય ત્યારે ભાવાર્થ એ થાય છે કે ગુનાહ અને અઝાબના દરમ્યાન પડદો આવી ગયો છે. અને મુસલમાન અઝાબથી રક્ષિત કરવામાં આવ્યા છે. એ આયત નબીએ કરીમ (સ.)ની નિર્દોષતા–પવિત્રતાને પુરવાર કરે છે ન કે–મઆઝલ્લાહ–ગુનોહ થઈ જવાને. એ અર્થ યાદ રાખજો; એ વચન પછી તે સમજુતીઓની જરૂર રહેતી નથી કે જે આપણા આલિમો "ઝમ્બ" માટે કર્યા કરે છે. હઝુરે (સ.)એ આયત સંબંધી દર્શાવ્યું છે કે "એ આયત જગતની સર્વ વસ્તુઓ કરતાં મને વધુ વહાલી છે." અને ખરેખર છે પણ એમજ. અલ્લાહના પયગમ્બરને નિર્દોષતાની ઝાહિરાત કરતાં કઈ વસ્તુ વધુ પ્રિય લાગી શકે છે? અસ્હાબોએ વિનવ્યું કે "હે રસૂલુલ્લાહ, એ આયત આપને મુબારક

હો, અમારા માટે પણ કંઈ ખૂશખબર છે ?" આપે (સ.) ફરી એ આયત પઢી અને જ્યારે "લિયુદ ખિલલ મુઅમિનીન વલ મુઅમિનાતિ" પર પહોંચ્યા તો મુસલમાનોને પણ ખૂશખબર સંભળાવી દીધી.

સારાંશ કે પયગમ્બર તેને કહે છે જેને પોતાની વાતમાં સ્હેજે શક કે સંદેહ હોતો નથી. તે પોતાની આંખો વડે જોઈ અને અલ્લાહની વહી સાંભળી કહે છે, એ વાત જગતના હકીમો-ફિલોસોફરોમાં હોઈ શકતી નથી. એ માટે હું નવયુવાનોને કહું છું કે તેઓ યુરોપનું અંધઅનુકરણ કરીને પયગમ્બરને માત્ર રિફોર્મર કે ફિલોસોફર, પ્રોફેટ કે ગાઈડ ન કહયા કરે, બલ્કે અલ્લાહના નબી, અલ્લાહના રસૂલ અને અલ્લાહે મોકલેલ કહયા કરે.

## * બરઝખ-જીવનની ઘટનાઓ

માનવંત શ્રોતાજનો ! આપે હિજરતનો બનાવ સાંભળી લીધો, હુદયબિયહની સુલેહની ઘટના પણ આપે જાણી. આપે મધ પીવાડવાનો બનાવ અને નબીએ કરીમ (સ.)નો તે માટે સંતોષ પણ જોયો. હવે બરઝખ-જીવનની ઘટનાઓને લ્યો અને લગાર આ જગતના બુધ્ધીશાળી પુરૂષોને જુઓ, જન્મ પહેલાં અને ખાસ કરી મનુષ્યના મરણ પછીનો મામલો એવો ગુંચવણ ભરેલો છે કે કોઈ એક પણ પાયાની વાત કહેતો નથી. હિન્દુઓ પોતાને સૌથી પુરાણી સંસ્કૃતિ-સુધારાના માલિક હોવાનો દાવો કરે છે, બલ્કે હવે તો એવો દાવો કરી રહયા છે કે સમસ્ત જગતના ધર્મો અમારાજ સુધારા રૂપી ઝરાથી તૃપ્ત થયા છે. તેમના એ દાવામાં હકીકત એ છે કે સૌથી અનિષ્ટ જો કોઈ મત

* આ સ્થળે "બરઝખ"ના અર્થ મરણ પછી દિન-કયામત સુધીનો કાળ થાય છે. (આમીન.)

કહી શકાય છે તો એ સુધારાના દાવેદારોની માન્યતા છે કે મરણ પછી માનવ–આત્માને સમસ્ત જગતના પ્રાણી કે વનસ્પતિનું રૂપ લેવું પડશે ! એમનો એ મત એવો અંધકારમય અને નિરર્થક છે કે મને આશ્ચર્ય થાય છે કે આજકાલ આ સુધરેલા જમાનામાં એ લોકો એ મતને કેવી રીતે સ્વીકારે છે ! એક સ્ત્રી જે કોઈ બાળકની મા હતી તે મરવા પછી તેની પતિ થઈ શકે છે અને એક બાપ પોતાના દિકરાનો દિકરો થઈ શકે છે. માનવ–આત્મા જે સમજ–શકિત અને વાચા શક્તિવાળો છે, તે ઉંટ કે ગધેડો તો થઈ શકતો નથી, પરંતુ એઓ એ માન્યતાને માને છે, અને માને છે એટલુંજ નહિ પણ પોતાના એ મતને સૌથી શ્રેષ્ઠ સમજે છે. હવે રહયું યુરોપ, તો યુરોપમાં જેટલા ઈન્સાન વસે છે તેટલાજ પંથ છે. એક બાજુ યુરોપની પ્રગતિની એ હાલત છે કે તે હવા ઉપર ઉડે છે; પરંતુ બીજી તરફ ઈશ્વરજ્ઞાન અને પરલોક જગતના પ્રશ્ન વિષે તેમની અજ્ઞાનતાની એ હાલત છે કે યુરોપીઅન પ્રજા અને મક્કાના કાફિરોમાં કંઈ તફાવત નથી. "ઈન હિય ઈલ્લા હયાતોનદ દુન્યા નમુતુ વ નહયા વમા નહનુ બિમબઉસીન." અર્થાત ખરેખર, એજ દુન્યાની ઝિંદગી છે. પયદા થઈએ છીએ અને મરી જઈએ છીએ, અને મરણ પછી અમને ફરી જીવતા થવું નથી."

એઓમાંથી કેટલાક શરીરની સાથે આત્માને પણ નાશ થનાર જોહર સમજે છે કેટલાક તો મૂળથીજ આત્માને માનતા નથી; બલ્કે લોહીને આત્મા સમજે છે. શરીરમાંથી રકત ખલાસ થઈ ગયું અને સાથે આત્માનો પણ અંત આવી ગયો. આ છે જમાનાના તે બુધ્ધિશાળી પુરૂષોના મતો કે જેમની સમજ બુધ્ધિ આજે જગતમાં

પ્રખ્યાતી પામી છે અને મૂર્ખ લોકો નબીઓ (અલય.)ના એ પવિત્ર સમુહ પર ટીકા કરે છે કે જેમના જ્ઞાનનો આધાર જોવા ઉપર કાંતો અલ્લાહના બતાવ્યા ઉપર રહેલો છે.

## બરઝખ-જગતની એક ખબર

નબીએ કરીમ (સ.) એક દિવસ ખચ્ચર પર જઈ રહયા હતા. આપ એક એવી જગ્યા પર જઈ ચઢયા કે જ્યાં થોડીક કબરો હતી. એમનો ખચ્ચર લગાર ભડકયો અને મસ્તી કરવા લાગ્યો. હુઝુરે (સ.) એ કબરો તરફ ઇશારો કરી કહયું "એ બે કબરો કોની છે?" લોકોએ કહયું કે એ અમુક અમુક સાહબોની કબરો છે. આપ બોલ્યા "એ બંને કબરોમાં અઝાબ થઈ રહયો છે, અને અઝાબ પણ કોઈ મોટી બાબત પર નહિ કિંવા એવો ગુનોહ નથી કે જેથી બચવું કોઈ મુશ્કેલ હતું. એઓમાંથી એક જણ પેશાબના છાંટાથી બચતો ન હતો અને બીજો ચાડી ખાતો હતો. હવે કોઈ મૂર્ખ માણુસ હુઝુર (સ.)થી વિવાદ કરવા લાગે કે "વાહ સાહબ, અમને તો અઝાબ દેખાતો નથી. અથવા અઝાબ કયાં થઈ રહયો છે એ અમને પણ બતાવો! અથવા કબર તો ઉપરથી બંધ છે, આપે અઝાબ કેવી રીતે જોઈ લીધો?" તો હવે તમેજ કહો કે એવા માણુસને શું ઉત્તર અપાય? એજ કારણુ છે કે નબીઓ (સ.)ની વાણીમાં સાદાઈ હોય છે. તમારા ફિલોસોફરોની પેઠે દલીલોની ભરમાર હોતી નથી. દલીલો-પુરાવાઓની ત્યાં આવશ્યકતા રહે છે, જ્યાં માત્ર બુધ્ધિ પર આધાર હોય છે, અને જ્યાં સગી આંખ્યોથી નીરખેલી બાબત હોય ત્યાં દલીલો હોતી નથી. જો તમે એના પર વધુ દબાણુ કે આગ્રહ કરશો તો

કસમ ખાઈ લેશે અને કસમ ખાઈ કહેશે કે "હું જે કંઈ કહું છું તેજ સત્ય છે, તમે માનો યા ન માનો."

## બરઝખની બીજી ઘટના

પેલી કરકરાની કથા તો તમે સાંભળી હશે. ઘણું કરી તેઓ ખયબરમાં શહીદ થયા છે. ખયબરની લડાઈ પછી જ્યારે શહીદ થએલા સહાબીઓની ગણત્રી થવા લાગી તો શહીદોનાં લિસ્ટમાં કરકરાનું નામ પણ લેવામાં આવ્યું. હઝરત રસૂલે કરીમ (સ.) ત્યાં હાઝર હતા. એઓ નિરંકુશ રીતે બોલી ઉઠયા "કરકરા તો શહીદ થયો નથી." હવે સહાબા તેની શહાદતની ખાત્રી આપી રહયા છે અને હુઝુર (સ.) ના પાડી રહયા છે. તેમણે (સ.) કહયું "અરે, હું તો તેને દોઝખમાં જોઈ રહયો છું." એ સાંભળી લોકોના અચંબાનો પાર રહયો નહિ. એક શહીદને દોઝખમાં સાંભળી અફસોસ કરવા લાગ્યા, ત્યારે હુઝુર (સ.) બોલ્યાઃ "એણે ગનીમતનો માલ ઉચાપત કર્યો હતો અને એના કારણે તે દોઝખમાં ગયો છે." સહાબાએ તેના સામાનમાં શોધખોળ કરી મુકી તો તેમાંથી એક નાનો સરખો હાર નીકળ્યો. હુઝૂરે (સ.) કહયું, "એજ હાર છે કે જે એણે ગનીમતના માલમાંથી સંતાડી લીધો હતો.'

હવે હું તમને પૂછીશ કે, જુઓ, એક દિવસ આગમચનો બનાવ છે. કાલે તે શહીદ થયો, આજે હુઝુર (સ.) તેને દોઝખમાં જોઈ રહયા છે. વળી દોઝખમાં જવાનું કારણ પણ તેઓ બતાવી રહયા છે. હવે કહો, તમે એમની સાથે વિવાદ કરવા ચાહો છો? જે માણસ એક ઘરના પોતાની આંખો વડે જોઈ રહયો છે, તેની સાથે

વાદવિવાદ કેવો ? મારા ભાઈઓ ! ત્યાં મત નથી કે જેને તમે તમારી દલીલોના બળ વડે હાર આપી સકો. ત્યાં તો નગ્ન સત્ય અને ફેકટ (Fact) છે. મને એ કેળવાયલા લોકો પર એથીજ તો હસી છુટયા કરે છે. એ મૂર્ખાઓ પયગમ્બરોની વાણીને કેન્ટ કે ન્યુટનના મત સાથે સરખાવ્યા કરે છે ! જાણે એમની માન્યતા પ્રમાણે કેન્ટ અને ન્યુટનની ધારણાઓ એક સર્વ-માન્ય બાબત છે. જો એ મૂર્ખાઓની ધારણા સાથે કોઈ પયગમ્બરની વાણી સમાન ઉતરી તો તે માનવા જોગ છે, નિકર તે રદ બાતિલ છે ! જો કે જોઈતું તો એમ હતું કે પયગમ્બરનો મત મૂળ સિધ્ધાંત હોય અને જેનો મત એનાથી મળતો આવે તેને સ્વિકારવામાં આવે, ન મળતો આવે તેને રદ કરવામાં આવે. પણ અહિં તો ગંગાજ ઉલ્ટી વહે છે ! અને હું એ મૂળ ભૂલને દૂર કરવા ધારૂં છું અને મારા વિચાર પ્રમાણે જન્મોત્સવના જલસાઓનો એજ હેતુ છે કે નબીએ કરીમ (સલ.)ના સત્ય શિક્ષણથી લોકોને જાણકાર બનાવવામાં આવે.

### જાહિલ મવલુદીયા

મને અફસોસ થાય છે કે મુસલમાનોના વલણ અને રૂચીને એ અભણ મીલાદ પઢનારાઓએ અને કિસ્સા કહાણી કથનારા વાઅઝીઓએ બગાડી દીધાં છે. મુસલમાનોના સમક્ષ ખરૂં શિક્ષણ પીરસવામાં આવે છે તો તેઓ ભડકી ઉઠે છે. તેઓને એનુંયે ભાન નથી કે ઇસ્લામની તઅલીમ શું છે અને કુર્આન હદીસનું શિક્ષણ શું છે ? જો કે હું જોઈ રહયો છું કે મુસલમાન તરસ્યા દેખાય છે. તેમને હવે ધીમે ધીમે એ જાહિલ મવલુદીયાઓથી કંટાળો

આવતો જાય છે, અને તેઓ ખરા ઇસ્લામી શિક્ષણની શોધ કરી રહ્યા છે. તેઓ એ કહાણી કિસ્સા વદનારા ધંધાધારી વાઅઝીઓથી ત્રાસ પામેલા છે અને સત્ય-શિક્ષણની શોધમાં છે: પરંતુ ભાઈ, શું કરીએ, એ જાહિલોએ મુસલમાનો પર એવી સત્તા જમાવી છે કે એમની રૂચી અને વલણ બગાડી દીધા છે. એ જાહિલોએ નબીએ કરીમ (સ.)ના ૬૩ વર્ષના પવિત્ર જીવનને જન્મ પ્રસંગના થોડાક બનાવો વડે સંકુચિત કરી દીધું છે. તમે એ મવલુદીયા અને જુઠા કીસ્સા કહેનાર વાઅઝીઓથી એટલું પુછી શકતા નથી કે શું હુઝુર (સ.) ના જન્મનો પ્રશ્ન પણ કંઈ મતભેદી છે, કે જેનું તમે હંમેશા બયાન કર્યા કરો છો? અથવા હુઝુર (સ.) ના જન્મનો કોઈ ઇનકાર કરે છે કે તમે દર વર્ષે જુઠી દંતકથાઓ અને મન ઘડત કિસ્સા કહાણીઓ કહેવા બેસી પડો છો! હુઝૂર (સ.) ના જન્મનો ઇન્કાર તો કાફિરો પણ કરતા નથી, ફરી મુસલમાનો માટે એવું માનવાને અવકાશજ ક્યાં રહે છે, છતાં એ વિષયને વારંવાર વર્ણવવામાં તમારો હેતુ શો છે? અને તમે એ જન્મ-વર્ણનથી શું પુરવાર કરવા ઇચ્છા ધરાવો છો?

## મીલાદનો હેતુ

મીલાદ (જન્મ)નો હેતુ દર્શાવવાની વાત તો એ છે કે તે પવિત્ર રસૂલ (સ.)—જેમના જીવનની એક એક ઘડીમાં સંપૂર્ણ પરિવર્તન હતું, તેમણે જગતમાં પધારી લોકોના માનસ, લોકોની સંસ્કૃતિ, સુધારા, તેમના બાપદાદાના રિતરિવાજો અને તેમની માન્યતાઓમાં ભારે પરિવર્તન કરી નાખ્યું. એ સર્વે બાબતો વર્ણવવા યોગ્ય છે ત્યાં એ કમબખતો મૌન સેવે છે. "સલામ" બોલ્યા અને કિતાબોના પોટલા

બગલમાં દબાવી ચાલતા થયા. મહાન પવિત્ર પયગમ્બર (સ.)નું એનાથી વધુ અપમાન શું હોઈ શકે છે કે એમના માતુશ્રીને જન્મ-પ્રસંગ વેળા સાંપડેલી ઘટનાઓને સરીઆમ રસ્તા પર—કે જ્યાં દરેક વર્ગના લોકો હોય છે ત્યાં—ખૂબ સ્વાદ લઈ લઈને કથવામાં આવે છે. શું એ જાહિલો પોતાની મા બ્હેનોની પ્રસુતી વેળાની અને સુવાવડની વાતો ભર બઝારમાં બ્યાન કરવાનું પસંદ કરશે? મારી સમજમાં તો એ મુહબ્બતની રીત અને એ વખાણની રીતજ આજ સુધી આવી નથી! પોતાની મા બ્હેનોના નામ તો વસ્તી પત્રકમાં લખાવતા અકળાઈ જાઓ અને અહલે બયતની સ્ત્રીઓના નામ લઈ લઇ બઝારોમાં મરસ્યા ગવાય છે! નબીએ કરીમ (સ.)ની નવાસીઓના નામ લઈ લઈ બઝારોમાં છાતી પીટાય છે! અને વળી કહેવામાં આવે છે કે અમે અહલે-બયત પ્રત્યે પ્રેમ ધરાવનારા છીએ! તમારી પોતાની મા બ્હેનનું વર્ણન મજલિસમાં થઈ જાય તો કપાળ પર કરચલીઓ પડી જાય, પરંતુ નબીએ કરીમ (સ.)ના વાલિદાની તે ઘટનાઓ કે જે હુઝુર (સ.)ના જન્મ પ્રસંગે બનવા પામી હતી, તેને સામાન્ય જલસાઓમાં બયાન કરતાં તમને લજ્જા ન આવે! બલ્કે તમારા માનવા પ્રમાણે એ તો હુઝૂર (સ.)ના વખાણ ગણાય! તો હવે માન અને અપમાનનું ધોરણ એ જાહિલોના મત પ્રમાણે નક્કી થયું, જેને એઓ વખાણ સમજે છે તેજ બસ વખાણ છે, પછી ભલે ને તે ખરેખર અપમાન કેમ ન હોય. જો ખાસ મુસલમાનોનોજ જલસો હોય અને જન્મ પ્રસંગના બનાવોને સત્ય રિવાયતો મુજબ બયાન કરવામાં આવે તો કંઈયે વાંધો નથી. દરેક તે મજલિસ કે જ્યાં હુઝૂર (સ.)નું વર્ણન થાય છે તે સારી છે પણ જે રૂઢી આજ

કાલના જાહિલ મવલુદ પઢનારાઓએ ધારણ કરી છે તે તો કોઈ પણ રીતે વખાણવા જોગ નથી. મીલાદ શરીફનાં બયાન પણ કરાવો તો કોઈ સારા આલિમથી કરાવો, કે જે કાંઈ નહિં તો, શબ્દો તો સારા અને શિષ્ટ વાપરશે અને શ્રોતાજનોને જોઈ વિચારી વાત કરશે.

## મવલાના હાલીનો એક શેઅર

જુઓ, હું આપને હુઝૂર (સ.)ના જન્મ વિષે એક શેઅર સંભળાવું. શું કેવું સારૂં થાત! તમે ઉર્દુના શેઅર સમજવાની કાબેલ્યત ધરાવત! મને તો ઉર્દુનો શેઅર બોલતાંયે ડર લાગે છે, કારણ કે તમારી ઉર્દુના હાલ હું જાણું છું. મવલાના હાલીને પણ જાણો છો કે જેમના કાવ્યો ખાસ કરી હિન્દુસ્તાનમાં ઘણીજ પ્રખ્યાતી પામ્યા છે? તેઓ સર સૈયદના પક્ષના લોકોમાંથી પણ એક હતા. ખુદાની કુદરત, ધીમે ધીમે એ સર્વે લોકો ચાલ્યા ગયા. અલ્લામહ શિબલી, મુન્શી ઝકાઉલ્લાહ, ડિપ્ટી નઝીર અહમદ, મવલાના મુહમ્મદ હુસૈન આઝાદ, શમ્સુલ ઉલમા મુહમ્મદ ઝિયાઉદ્દીન અને મવલાના હાલી એ એક પુરી જમાઅત હતી જેનો હાલ લગભગ અંત આવી ગયો છે. મવલાના હાલી કહે છે:

હુઈ પહલુએ આમિનાસે હુવયદા,
દુઆએ ખલીલો નવીદે મસીહા.

જુઓ કેવો શેઅર છે! તમારા જાહિલ મવલુદીયાઓની તમામ જુઠી રિવાયતો અને અપમાનજનક કિસ્સાઓ એક બાજુએ અને આ એક "શિઅર" એક બાજુ, એની જોડ થઈ શકે છે? ઇલ્હામી (પ્રેરિત) શિઅર છે.

તેઓ કહે છે કે હઝરત આમિના ખાતુનની બાજુમાંથી કઈ વસ્તુ પ્રગટ થઇ? સૈયદના ઇબ્રાહીમ (અલય.)ની દુઆ અને હઝરત મસીહ (અ.)ની શુભ–આગાહી પ્રગટ થઇ. હઝરત ઇબ્રાહીમે (અ.) જે દુઆ માગી હતી, તે દુઆના શબ્દોએ અને હઝરત મસીહ (અલય.)ની ખુશ-ખબરીના શબ્દોએ એક રૂપ ધારણ કર્યું અને તેનું નામ મુહમ્મદ સલલલ્લાહુ અલયહિ વ સલ્લમ રાખવામાં આવ્યું. કેટલીક વાર ખરેખર એવી વાત જીભથી પ્રગટ થાય છે કે તેની જોડ મળતી નથી.

## હઝરત ઉમર ફારૂક (રદી.)ની માગણી

સાહબો ! જેવી રીતે શાઇરી (કાવ્ય–કળા)માં એમ બને છે કે કેટલીક વાર કવિના મ્હોડેથી એવી વાણી નીકળી પડે છે કે બીજા લોકો પોતાના સર્વ ગ્રંથો આપી દેવા તૈયાર થઈ જાય છે એજ પ્રમાણે નેકીઓનો હાલ છે. કેટલીક વાર માણસથી એવું મોટુ સવાબનું કામ થઈ જાય છે કે લોકો પોતાની સર્વ નેકીઓ આપી તે સવાબને પ્રાપ્ત કરવા ઇચ્છે છે. હઝરત ઉમર (રદી.) હઝરત સિદ્દીકે અકબર (રદી.)ને ઘણીવાર કહેતા કે "અબૂબક્ર મારી સઘળી નેકીઓ લઈ લો અને તમારી એક નેકી મને આપો." એ નેકી કઈ હતી, જે હઝરત ઉમર (રદી.) માગ્યા કરતા? તે હઝરત સિદ્દીકે અકબર (રદી.)નું હિજરતની રાત્રે નબીએ કરીમ (સ.)ને પોતાના ખભાઓ પર બેસાડી, પંજાઓ વડે ચાલવું હતું, અને એમ એ માટે કરવામાં આવ્યુ હતું, કે સવારમાં કાફિર કુરયશીઓ પગના નિશાન પ્રમાણે પીછો ન પકડે. નબીએ કરીમ (સ.)ને ઉચકીને ચાલવું એ એવી મહાન અને અમૂલ્ય નેકી હતી કે હઝરત ઉમર (રદી.) તે ઉપર પોતાની સર્વ નેકીઓ નિછાવર કરતા તૈયાર હતા.

## સાઈબવાળી ઘટના

એવીજ રીતે ફારસીના મશ્હુર કવિ સાઈબ વિષે એક ઘટના મશહુર છે. તેમણે એક તરબુચવાલાને જોયો કે તરબૂચની ચીરીઓ લઈ બેઠો છે, અને લલકારી રહયો છે; "મન કાશ ફરોશે દિલે સદ પારએ ખેશમ" સાઈબ એ મિસરાને સાંભળી કંપી ગયા અને તે દુકાનદારનો એ મિસરો લઈ લીધો અને તેના સર્વે તરબૂચ ખરીદી લીધા અને એ મિસરા પર એક બીજો મિસરો લગાડો તેણે એક શેઅર બનાવી લીધો:—

મન કાશ ફરોશે દિલે સદ પારએ ખેશમ.
લખ્તે બુરદ અઝદિલ ગુઝરદ હરકે ઝ પેશમ !

મોમિનખાનની વાણીની કદ્ર ગાલિબે, મવલાના હાલીની શેઅરની કદ્ર હરીઝ જાલંધરીએ કરી અને સાહબો, મામલો પણ એ છે કે મવલાના હાલીએ ઠીક દર્શાવ્યું છે કે:—

હુઈ પહલુએ આમિનાસે હુવયદા,
દુઆએ ખલીલો નવીદે મસીહા !

## શબ્દો અને કાર્યોનું રૂપ ધારણ કરવું.

આપ જાણો છો કે વાણી અને વર્તન રૂપ ધારણ કરે છે? શું આપે નથી સાંભળ્યું કે કબરમાં નમાઝ અને સદકો મુર્દાની જમણી તરફ હોય છે, અને રોઝા ડાબી તરફ. હું તમને એટલુંજ પુછીશ કે બતાવો રોઝા કયાં છે? નમાઝ કયાં છે? પરંતુ મરણ પછી પરલોકવાસમાં એમને રૂપ અર્પણ કરવામાં આવશે. "તબારકલ્લઝી"ને જાણો છો કે

જેનું નામ સુરે મુલ્ક છે? એ સુરત પોતાના પઢનારાઓને કબરમાં એવી રીતે બચાવે છે કે જેમ કોઈ પક્ષી પોતાના બચ્ચાંઓને પાંખમાં રક્ષિત કરી લે છે.

## નાદિરશાહની કત્લે આમ

જ્યારે દિલ્લીમાં નાદિર શાહે કત્લે આમ ચલાવી અને સુનહરી મસ્જિદમાં તલ્વાર ખેંચી બેસી ગયો અને એવી નિર્દય રીતે કત્લે આમ ચલાવી કે દિલ્લીનો અંતજ આવી ગયો એવા સમયે તે વેળાના એક મહાપુરૂષને લોકોએ પૂછ્યું કે, "હુઝુર! એ શી બાબત છે? નાદિરશાહ જેવા નિર્દયને એ પ્રમાણે શા માટે અમારા માથે ઠોકી બેસાડયો?" તો તેમણે જવાબમાં કહ્યું "શામતે આમાલે મા સુરતે નાદિર ગિરફત." જેમ સદકાર્ય એક શિકલ ધારણ કરી લે છે. તેજ પ્રમાણે દુષ્ટ કાર્યો પણ એક રૂપ ધારણ કરે છે. તમે સાંભળ્યું તો હશે કે કયામતના દિવસે કંજુસના માલને એક અજગરનું રૂપ આપવામાં આવશે અને જ્યાં સુધી લોકો હિસાબમાં મશગુલ રહેશે, તે અજગર એ કંજુસને એમ કહેતો કરડતો રહેશે: "હું તારો માલ અને તારો ખઝાનો છું."

ટુંકમાં એ એક ઝાહિર અને પ્રખ્યાત બાબત છે કે જે માણસમાં ઝરાયે જ્ઞાન અને ભાન હશે તે એને જાણતો હશે.

મારા મિત્રો! એ એક લાંબુ વિવેચન છે. ઉપમાના જગતમાં દરેક વસ્તુનું એક રૂપ છે અને સ્વપ્નામાં તમે જે કૈં જુઓ છો તેના ઉપરથી અર્થ કહાડો છો. એમાં પણ એ બાબત માટે સ્થાન છે. ઉદાહરણ રૂપે નબીએ કરીમે (સલ) સ્વપ્નામાં દૂધ પીધું. ફરી અબૂ બક્ર (રદી.)ને આપ્યું, ફરી ઉમર (રદી.)ને આપ્યું. એ દૂધના પ્રત્યે એમણે (સ.) દર્શાવ્યું :—"અવ્વલનુહુ ઇલ્મિન."

જુઓ, વિધાને દૂધના રૂપમાં દેખાડી. હઝરત યુસુફે (અલય-હિસ્સલામ) જે કંઈ સ્વપ્નામાં જોયું તે પણ એજ પ્રમાણે હતું. માબાપ ચાંદ અને સૂર્યરૂપે દેખાયાં. મિસરના હાકિમે સ્વપ્નામાં દુબળી અને માતેલી ગાયો જોઈ, જેનો ભાવાર્થ સુકાળ અને દુકાળના સાત વર્ષ હતા. હઝરત આયશા સિદ્દીકા (રદી.)એ પોતાના ઓરડામાં દફન થનારાઓને ચંદ્રના રૂપમાં જોયા. એ સર્વનો સાર એ છે કે મનુષ્યની વાણી તેનાં કર્મ એક રૂપ અને શિકલ ધારણ કરી લે છે.

## કાફિરની કબરમાં નવ્વાણું સાપ

વારૂ, તમે એ પણ સાંભળ્યું છે કે કોઈ કાફિર પોતાની કબરમાં મુન્કર નકીરનો ઉત્તર આપવા અશક્ત નીવડતાં તેની સાથે શી વર્તણુંક ચલાવવામાં આવે છે? મુન્કર નકીરના સવાલો તમે જાણોજ છો. તેમનો સૌથી પ્રથમ પ્રશ્ન એ હોય છે કે તારો રબ કોણ છે? જ્યારે મૈયત કબરમાં આંખ ઉઘાડે છે ત્યારે અસરની નમાઝનો સમય ઘણોજ ટુંક રહી ગયલો એને દેખાય છે. તે ગભરાઈને કહે છે "મને નમાઝ પઢી લેવા દો." મારી નમાઝ કઝા થઈ જશે. નકીરૈન એને સમજાવે છે કે આ દારૂલ-અમલ (કર્મ-ક્ષેત્ર) નથી. કર્મનો સંબંધ હવે તૂટી ગયો, હવે તો તું દારૂલ-જઝા (બદલા-સ્થાન)માં છે! વારૂ, તમે એ બતાવી સકો છો કે અસરની નમાઝનો સમય કેમ નઝરે પડે છે! બાઇ, અસરનો વખત કામ ધંધાનો હોય છે, એ વેળા ઘણા ખરા લોકોની નમાઝ કઝા થઈ જાય છે. જે માણસ એ સમયની નમાઝ સંભાળ પૂર્વક અદા કરે છે, તો તેનાથી એ આશા રાખી શકાય છે કે તે બીજી નમાઝોની પણ ચિંતા રાખતો હશે. તો જાણે અસરની નમાઝ માટે તાલાવેલી અને મૈયતનું ગભરાઈને કહી દેવું

"દઊની ઉસલ્લી" (મને નમાઝ પઢવા દો) એ બાબતનો પૂરાવો છે કે એ માણસ નમાઝની ચિંતા રાખનારો અને નમાઝ પઢનાર છે.

## નકીરૈનનો પ્રથમ પ્રશ્ન

વારૂ, એ તો કહો કે મુન્કીર નકીર સૌથી પહેલાં એવો પ્રશ્ન કેમ પુછે છે કે તારો પયદા કરનાર કોણ છે? ન સલામ, ન દુઆ અને એમ પણ ન પુછશે કે આપનું ઘર કયાં? આપની તબીઅત કેવી છે? પણ આવતાંજ સૌથી પહેલી વાત તેઓ એ કહે છે કે, તારો પયદા કરનાર કોણ છે?

મારા પ્રિય મિત્રો! યાદ રાખો "બરઝખ યૂનિવર્સિટિ"નો સૌથી પહેલો સવાલ એજ છે અને એના ઉપરજ બધો આધાર છે. જો સવાલ પત્રકનો ઠીક ઠીક ઉકેલ કર્યો અને એમાં પૂરેપૂરા માર્ક મેળવ્યા ત્યારે તો સમજો કે પરિક્ષામાં પાસ થઈ ગયા. એ જગત એક કોલેજ અને સ્કૂલ છે, જ્યાં રોઝે "મીસાક"માં અપાયલા પાઠને યાદ કરવા મોકલવામાં આવે છે. મીસાકમાં તમે " અલસ્તુબિ રબ્બિકુમ " (હું તમારો રબ છું કે નહિ?)નો જવાબ હામાં આપ્યો હતો. સૌથી પહેલી વાત તમને એ શીખાડવામાં આવી હતી અને એનોજ તમે વાયદો કર્યો હતો અને એજ માટે તમને જગતમાં મોકલવામાં આવ્યા હતા, કે એ વાયદાને ભૂલી ન જશો. કારણ કબરમાં સૌથી પહેલાં એજ પ્રશ્ન પુછવામાં આવે છે કિંવા મીસાકના દિવસના વચનની પરિક્ષા કબરમાં લેવામાં આવે છે અને એજ પરિક્ષાની સફળતા વિષે આ ઝાહિરાત કરવામાં આવી હતી :

ઇન્નિલ્લઝીના કાલુ રબ્બુનલ્લાહુ સુમ્મસતકામુ તતનઝઝલુ અલયહિમુલ્ મલાઇકતુ અલ્લાતખાફુ વલા તહઝનુ અર્થાત "જે લોકો અલ્લાહ તઆલાને

પોતાનો રબ કહી ચૂકયા છે અને એ વચન ઉપર અડગતાથી કાયમ રહે છે તો એ લોકો ઉપર અલ્લાહના ફરિશ્તાઓ ઉતરે છે જેઓ સંતોષ અર્થે તેમની પાસે આવે છે અને તેઓ એમને કહે છે કે તમે ગભરાશો નહિ અને કોઈ પ્રકારનો ભય રાખશો નહિ."

હવે તમે સમજી ગયા હશો કે કબર-જગત પણ મીસાક-જગતની એક કડી છે. ત્યાં જે કંઈ કહયું હતું તેને યાદ દેવાડવા ખાતર જગતમાં નબીઓ (અલય.) પધાર્યા હતા. કબરમાં પણ એજ પૂછાય છે કે યાદ છે કે ભૂલી ગયા ?

## હઝરત રાબિઆ બસરિયા સાથે બનેલી ઘટના

જે લોકોને મીસાકના પાઠ યાદ છે તેઓની સ્થિતિ એવી છે કે જયારે હઝરત રાબિઆથી કબરમાં પ્રશ્ન થયો, તો તેમણે ફરિશ્તાઓને કહયું "મેં તો તેને આખી ઝિંદગી મારો રબ કહેતાં કહેતાં ગુઝારી, મારાથી એ શું પૂછો છો ? તમેજ મને એ બતાવો કે તેણે પણ મને કદી પોતાની બંદી કહી છે કે નહિ ?" વાહ અમે સારીયે ઝિંદગી રબ કહેતા રહયા. પણ તેથી શું ? તેને રબ કહયા વગર અમારો આરો પણ કયાં છે ? જો અમે એને રબ ન કહીએ તો એનું બગડીયે શું જાય છે ? પરંતુ પ્રશ્ન એ છે કે તેયે અમને કદી પોતાનો બંદો કહે છે કે નહિ ?

## હઝરત ઇબ્રાહીમ અદહમ.

* હઝરત ઇબ્રાહીમ અદહમે એક માણસને કઅબાનો તવાફ કરતાં જોયો, કે તે જ્યારે 'લબ્બેક" કહે છે તો જવાબ મળે છે કે "અમને પોકારો નહિ. અમે તમારો જવાબ આપવા ઇચ્છતા નથી. તમે અમારા

ઘરમાં કેમ આવો છો?" "બિરૂને દરચે કરદી કે દરૂનખાના આઈ!" જ્યારે "અમે તમારી સાથ વાત કરવા નથી ઇચ્છતા તો તમે કેમ આવ્યા કરો છો?" હઝરત ઇબ્રાહીમ અદહમે એ માણસનો હાથ પકડીને કહયું, "જે કંઈ હું સાંભળું છું તું પણ સાંભળે છે કે નહિ?" તેણે કહયું, "જનાબ, કેટલાક વર્ષોથી મારી સાથે આવી વર્તણુંક આદરવામાં આવે છે. જ્યારે પોકારૂં છૂં, ત્યારે ગુસ્સાથી એજ જવાબ મળે છે." હઝરત ઇબ્રાહીમ અદહમે કહયું, "તો ફરી શા માટે આવો છો? જ્યારે ઘરનો માલિક નાખુશ છે તો ફરી આવવામાં શો લાભ?" એ માણસે ઠંડો શ્વાસ લઈ કહયું "ઇબ્રાહીમ! સાચું કહો છો, મારી સ્વાભિમાનતા પણ એજ કહે છે કે જ્યારે તેઓ વાત નથી કરતા તો હું આવવાનુંજ મૂકી દઉં. પરંતુ એ તો બતલાવો કે એને છોડી કયાં જાઉં? મારૂં તો એમના વગર બીજું ઠેકાણુંજ નથી. એમને પોકારનારા તો ઘણા મળી આવશે પણ મારો તો એમના વગર કોઈ આધાર નથી."

ભાઈઓ! વાત એમ છે કે આપણે "રબ" કહી દઈએ, તેમાં તેમની ઇઝઝત વધતી નથી. બલ્કે તે જો બંદો બનાવે તો અમારો છુટકારો થઈ જાય.

હા, તો તમે રાબિઆ બસરિયા (રદી.)નો જવાબ સાંભળી લીધો. હવે લગાર શયખ અબ્દુલ કાદિર જીલાની (રહ.)ની પવિત્ર વાણી પણ સાંભળી લ્યો. તેઓ દર્શાવે છે:

ગર નકીર આયદો પુરસદકે બગો રબ્બે તુ કીસ્ત?
ગોયમ "આં કસ કે રબુદ ઈ દિલે દીવાનએ મા!"

હઝરત શયખ અબ્દુલ કાદિર જીલાની (રહ.)નો એક બીજો દીવાન—જે એમનો મનાય છે—તેમાં એમની આ મશ્હૂર ગઝલ છે :

ખેહિજાબાના દરઆ અઝ દરે કાશાનએ મા!
કે કસે નીસ્ત બજુઝ દરદે તુ દરખાનએ મા!

સુબ્હાનલ્લાહ! કેવો મઝેનો "હકાર" છે અને કેવો સુંદર "નકાર" છે!

ફિત્ના અંગેઝ મશવ કાકુલે મુશકી બકુશા,
તાબે ઝંજીર નદારદ દિલે દીવાનએ મા!

મને ઝાતઝાતની ઝંજીરોમાં જકડશો નહિં. કદી હું અનેકવાદમાં સપડાઈ અદ્વૈત-વાદ તરફ દુર્લક્ષ કરતો ન થઈ જાઉં.

ખેર, જે લોકો નકીરૈનને જવાબ આપનારા છે તેમનું તો પૂછવુંજ શું? પણ એક કમનસીબ વર્ગ તે પણ છે કે જે નકીરૈનના જવાબમાં કહે છે, "હાહા લા અદરી" (હાય, અફસોસ હું નથી જાણતો.) એ કમનસીબોના આ નિરાશાજનક જવાબ પછી, એમની કબરમાં નવ્વાણું સાપ નિર્માણ કરવામાં આવે છે. હવે હું આપને પૂછવા માંગુ છું કે એ નવ્વાણું સાપની સંખ્યા કેમ ગણાવી. જુઓ, અલ્લાહ તઆલાના નામ કેટલા છે? લગાર પઢો. યા અલ્લાહ, યા રહમાન, યા રહીમ, યા સલામ, યા કુદ્દૂસ......જુઓ એ નામ નવ્વાણું છે. કાફિરો અલ્લાહની હસ્તી અને તેના ગુણોના નકાર કરનારા છે, તેથી દરેક ગુણના ઇન્કારે એક સાપનું રૂપ ધારણ કરી લીધું છે. હવે હાલીનો શિઅર પઢો :

હુઇ પહલુએ આમિનાસે હુવયદા,
દુઆએ ખલીલો, નવીદે મસીહા!

સૈયદના ઇબ્રાહીમ (અલયહિસ્સલામ)ની દૂઆના શબ્દો અને હઝરત ઈસા (અ.)ની બશારતના શબ્દોનું નામ છે. મુહમ્મદ (સલ.) જોયું એનું નામ તે મીલાદ શરીફ! એક તમારા જાહિલ અને કિસ્સા પઢનારા મોલુદીયા છે. તેઓ પણ મોલુદ પઢયા કરે છે! ખેર, હઝરત ઇબ્રાહીમ (અ.)ની દુઆ પણ સાંભળી લ્યો. હઝરત ખલીલ (અ.) જ્યારે નિર્જન ખીણને વસાવી રહયા અને અલ્લાહના ઘરની બંધામણીથી ફારેગ થયા તો તેમને એ વસ્તીની આત્મિક કેળવણીની ચિંતા થઇ. રોઝી માટે પહેલાંથીજ દુઆ માંગેલી. હવે તેઓએ દર્શાવ્યું :

"રબ્બના વ બઅસ ફીહિમ રસૂલન મિનહુમ યતલુ અલયહિમ આયાતિકા વ યુઅલ્લિમ હુમુલ કિતાબ વલહિકમતા વ યુઝક્કીહિમ ઇન્નિકઅનતલ અઝીઝુલ હકીમ."

અર્થાત : હે મારા પરવરદિગાર! એ ખલીલ નગરમાં એક રસૂલને આ લોકોમાંથી મોકલ કે જે તેમને તારી આયતો વાંચીને સંભળાવે અને તેમને કિતાબ અને હિકમતનું શિક્ષણ આપે અને તેમની નીતિને સુધારે. હે ખુદા, તું મહા શકિતમાન અને હિકમતવાલો છે.

આ શબ્દો હઝરત ઇબ્રાહીમ (અ.)ના છે, કે જે તેમણે કાબાની ઇમારત ચણવાથી ફારેગ થઇ પોતાની દુઆમાં કહયા હતા. અલ્લાહે પોતાના ખલીલની દુઆ શબ્દે શબ્દ પૂર્ણ કરી દીધી, અને જ્યારે અલ્લાહે પોતાના અંતિમ પયગમ્બરને મુકર્રર કર્યા તો ફરમાવ્યું:

"અલ્લાહ તઆલાએ ઉમ્મીઓમાં એક ઉમ્મી રસૂલ મોકલ્યો જે તેમને અલ્લાહની આયતો સંભળાવે છે, તેમની નીતિ સુધારે છે અને

તેમને કિતાબ અને હિકમતનું શિક્ષણ આપે છે. એ રસૂલની પધરામણી પહેલાં ખલીલાબાદના રહેનારા ઘણી અધમતામાં સપડાએલા હતા."

જે ગુણો હઝરત ઇબ્રાહીમે (અ.) પોતાની દુઆમાં કહયા હતા તેજ ગુણો અલ્લાહે અંતિમ પયગમ્બર (સલ.)ના વર્ણવ્યા છે. તો હુઝુરની પવિત્ર હસ્તી શું છે? હઝરત ખલીલની દુઆ છે. દિલ્હીના એક મશ્હૂર શાઇરિ મવલાના રાસિખ કહે છે:

સમઝલે દાઇએ ખયરૂલ બરીય્યહ જદેઅમજદકો,
ઇસે મદ્દઉ, ખલીલુલ્લાહકી ઉન્કો દુઆ સમઝે!

ખેર, સાહબ, હવે હઝરત મસીહની દુઆ પણ સાંભળો:

"વઇઝ કાલ ઇસિબન મર્યમા યા બની ઇસિરાઇલા ઇન્ની રસૂલુલ્લાહિ ઇલિયકુમ મુસદ્દિકલ લિમા બયના યદૈયા મિનત્તવરાતિ વ મુબશ્શિરન બેરસૂલીન યાતી મિમ્બઅદી ઇસ્મહુ અહમદ."

અર્થાત: "હઝરત ઇસા ઇબ્નિ મરયમે પોતાની કવમને કહયું કે હે ઇસ્રાઇલના વંશજો! હું અલ્લાહનો રસૂલ છું. તવરેત જે મારા કરતાં પ્રથમ ઉતરી તેને સ્વીકારૂં છું અને (ભવિષ્યમાં) એક આવનાર રસૂલની ખૂશ-ખબર આપું છું, જેનું નામ **અહમદ** હશે."

હવે એ સર્વનો સાર એ કે હઝરત ઇસા (અ.)ની એ ખૂશ ખબરે અને હઝરત ઇબ્રાહીમ (અ.)ની એ દૂઆએ એક શિકલ (રૂપ) ધારણ કરી લીધી હતી, અને એજ શિકલનું નામ અંતિમ પયગમ્બર મુહમ્મદ (સ.) છે.

## નબીઓ અને હકીમોમાં તફાવત

આ વાત તો વચ્ચે આવી ગઇ હતી નિકર હું તો એ વીનવી રહયો હતો, કે તમારા હકીમો ફિલસોફરોની પાસે તો માત્ર ધારણા

અને અનુભવ છે, પરંતુ નબીઓ (અલયહિસ્સલામ)ની પાસે નિરિક્ષણ અને પ્રત્યક્ષ ખાત્રી છે. તેમનો આદેશ સત્ય છે અને ફિલોસોફરની વાણી ફક્ત અનુમાન છે અને અનુમાન પણ શંકાશીલ; એમ સમજી લ્યો, કે આંધળા અને બ્હેરાનું એક ટોળું છે, કે જેઓ આંખોવાળા અને કાનોવાળાનો મુકાબલો કરવાની નિષ્ફળ કોશિશ કરી રહયા છે અને તમારા જેવા મૂર્ખાઓ એ આંધળા બ્હેરાઓનું અનુકરણ કરે છે. અલ્લાહે એ બંને ટોળાઓને કેવી સારી ઉપમા આપી છે! અલ્લાહપાક ફરમાવે છે :

"બન્ને પક્ષોની ઉપમા એવી છે કે જેવા આંધળા અને બ્હેરા, આંખોવાળા અને સાંભળનારા શું એ બન્ને પક્ષો બરાબર છે? શું તમને સમજ નથી?"

મારા મિત્રો, એજ બાબત તરફ અલ્લાહે "વનજમ"ની સુરતમાં ઈશારો કર્યો છે. અલ્લાહ ફરમાવે છે: "શું અમારા પયગમ્બર સાથે તેની આંખો દેખી વસ્તુ માટે ઝગડો કરો છો? તમે એક વસ્તુ જોઈ નથી, તેણે જોઇ છે. તમે એનાથી ઝગડો કરો છો?" જેનો ભાવાર્થ એ છે કે પોતાની અટકળ અને અનુમાન વડે નિરિક્ષણને હાર આપવા ઈચ્છો છો.

## નબીએ કરીમ (સ૦)નાં નિરિક્ષણો

તેઓ કહે છે "સાત આસ્માન છે. હું દરેક આસ્માન પર ગયો છું. દરેક આસ્માન પર મેં વિવિધ પયગમ્બરો (અ.) સાથે મુલાકાતો કરી." તમે કહો છો આસ્માન કોઈ વસ્તુ નથી. એ તો માત્ર દ્રષ્ટિસિમા છે. તેઓ કહે છે કે "જન્નત અને દોઝખની હસ્તી છે."

તમે કહો છો "જન્નત દોઝખ કોઈ વસ્તુ નથી. તેઓ કહે છે કે "મરવા પછી બીજી વારનું જીવન જીવવું છે. મરવા પછી બરઝખ જગતમાં મુનકર નકીરથી સવાલ જવાબ થાય છે." તમે કહો છો કે એ ખોટું છે, મર્યા પછી ન આત્મા બાકી રહે છે, ન શરીર બાકી. તેઓ કહે છે "હું મારી સગી આંખે જોઈ રહયો છું કે અમુક માણસ અઝાબમાં સપડાયલો છે. વળી હું એ પણ જોઈ રહયો છું કે જાફર, જેમના હાથો લડાઈમાં કપાઈ ગયા હતા, અલ્લાહે તેમને બે પાંખો અર્પણ કરી છે અને તેઓ ફરિશ્તાઓ સાથે ઉડી રહયા છે. તેઓ કહે છે:

"અમારી કૌમને એ પયગામ પહોંચાડી દો કે અમોએ અમારા રબથી મુલાકાત કરી લીધી. તે અમારાથી પ્રસન્ન થઈ ગયો અને અમે તેનાથી પ્રસન્ન છીએ." તેઓ (સ.) હઝરત જાબિરને દર્શાવે છે: "તારા બાપને અલ્લાહે પડદા વગર હાઝર થવાની તક આપી અને તેને તેની ઈચ્છા પૂછવામાં આવી, તો તેણે વીનવ્યું કે મને એક વાર ફરી દુન્યામાં મોકલો કે, ફરી આપ પરથી નિછાવર થઈ જાઉં અને એક વાર ફરી શહાદતની મઝા ચાખી આવું." હુકમ થયો કે "અબ્દુલ્લાહ, એમ ન થશે. અમે કોઈને જગતમાંથી ઉઠાવી લીધા પછી બીજી વાર નથી મોકલતા."

અબ્દુલ્લાહ ઈબ્નિ રવાહા વિષે દર્શાવવામાં આવે છે: "ફરિશ્તાઓ એના આત્માને જે તખ્ત પર લઈ જતા હતા તેનો એક પાયો નમેલો છે. એનું કારણ એ છે કે જ્યારે યુધ્ધમાં એણે ઝંડો લીધેલો ત્યારે એના દિલમાં કોઈ અવાસ્તવિક શંકા પેઠી હતી, જેના લીધે એ વર્તન આદરવામાં આવ્યું છે." એઓ કહે છે કે "હું એક માણસને

જન્નતમાં જોઇને આવ્યો છું કે તે નિશ્ચિત બની જન્નતમાં આળોટતો હતો. મેં જીબ્રાઇલ (અલય.)ને પૂછ્યું: "એ કોણ માણસ છે જે જન્નતના ફર્શ પર બેફિકરી અને આનંદ સહિત કરવટો બદલી રહયો છે?" જીબ્રાઈલે (અ.) મને કહ્યું "એ માણસે માર્ગમાંથી કાંટાવાળા ઝાડને કાપી ફેંકી દીધું હતું. એ ઝાડથી વટેમાર્ગુઓને ઘણું દુઃખ થતું. દરેક માણસની ટોપી પાઘડી કાંટાઓમાં ભેરવાઇ જતાં. એ માણસે રાહદારીઓનું દુઃખ ટાળ્યું, તેથી એને આ બદલો આપવામાં આવ્યો છે." તેઓ (સ.) કહે છે કે "ચાડીઆઓના જડબાં ચીરવામાં આવે છે. ફરિશ્તાઓ આવી વળેલી સીખો નાખી એક તરફનો જડબો ચીરે છે અને જ્યારે તેઓ બીજો જડબો ચીરે છે, ત્યારે પહેલો ઠીક થઈ જાય છે. એ ચુગલખોર એ પ્રમાણે અઝાબમાં સપડાએલો છે." એઓ (સ.) કહે છે કે "વ્યાજખોર એક લોહીની નહેરમાં ડુબકીઓ ખાઈ રહયો છે. જ્યારે તે કિનારે પહોંચે છે તો ફરિશ્તાઓ તેના મ્હોં પર પત્થર વરસાવી તેને લોહીની નહેરમાં ફરીને જવાની ફર્ઝ પાડે છે." તેઓ (સ.) દર્શાવે છે કે "વ્યભિચારી પુરૂષો અને વ્યભિચારી સ્ત્રીઓ પર અગ્નિની ભઠ્ઠીમાં અઝાબ થઈ રહયો છે." તમે એ સર્વે વાતો પર હસો છો અને કહો છો કે જ્યારે આત્માજ બાકી રહેતો નથી અને દેહ માટી ભેગો થઈ જાય છે, તો એ અઝાબ અને સવાબ કોને મળે છે? કૈન્ટ તો એ પ્રકારના જીવનનોજ ઈન્કાર કરે છે અને નેટશા બીજી ઝિંદગીને માનતોજ નથી અને મનુજી મહારાજ તો વિવિધ ખોળીયામાં જીવન લેવાનો ફતવો આપે છે અને સુકરાત તો આજ દુન્યાને જન્નત દોઝખ કહે છે અને ઈનાયતુલ્લા મશરેકી તો અંગ્રેઝોને જન્નતી કહે છે. કારણ કે તેઓ જગતમાં દરેક પ્રકારના

સુખ આનંદ ભોગવે છે. હવે હું તમને પુછું છું કે તમારી પાસે હાસ્યજનક ધારણાઓ છે અને અલ્લાહના પયગમ્બર (સ.)ની પાસે પ્રત્યક્ષ જોએલી બાબતો છે. ત્યારે તમારા કેન્ટ કે ન્યુટનની વાત મનાય કે મુહમ્મદર્રસૂલુલ્લાહ (સલ.)ના વચન મનાય?

ખરી રીતે, હું તો વીનવીશ કે અલ્લાહના પયગમ્બર (સ.) જે નિશ્ચયની સાથે ભૂતકાળના બનાવોનું વર્ણન કરે છે તેવાજ વિશ્વાસ અને ખાત્રી સહિત ભવિષ્યના બનાવો પણ બયાન કરે છે.

## જગતનો ઇતિહાસ

આજકાલ યૂરોપ અને તેના અંધઅનુકરણ કરનારાઓને એ પર ઘણો ગર્વ છે કે તેમણે સાત આઠ હઝાર વર્ષનો ઈતિહાસ તૈયાર કરી લીધો છે, કિંવા જે કાળમાં ઈતિહાસ-લેખનની કળા દુન્યામાં ન હતી તે કાળનો ઈતિહાસ પણ યુરોપના બુધ્ધિમાનોએ તૈયાર કર્યો છે. પરંતુ એ ઈતિહાસની રચના જે પ્રમાણે થઈ છે અને જે લાગણી હેઠળ એ ઈતિહાસો રચાયા છે તે ઝાહેરજ છે. બીજી બાબતોને તો જવા દો, હિન્દુસ્તાનનો ઈતિહાસ અને ખાસ કરીને મુસલમાનોના શાસન-કાળનો ઈતિહાસ જે પ્રમાણે રચ્યો છે તેની કથની તો ઘણીજ કરૂણ છે. એજ ઈતિહાસોનો ચમત્કાર છે કે હિન્દુસ્તાનથી કુસંપ અને પરસ્પરનો અવિશ્વાસ નાશ પામવાનું નામ લેતો નથી. મુસલમાનોના ઈતિહાસને એવો બગાડવામાં આવ્યો છે કે મુસલમાનોને તેનું ખંડન કરતાં કરતાં નાકે દમ આવ્યો છે, પરંતુ હિન્દુઓનો વિશ્વાસ કેમે કરી પ્રાપ્ત થતો નથી. અત્યાચારોની કલ્પિત કથાઓ અને ખુની દાસ્તાનોની ભરમાર એટલી છે કે એક હિન્દુ જ્યારે એ ઈતિહાસોને વાંચે છે

ત્યારે તેની આંખોમાં લોહી તરી આવે છે. એજ પ્રમાણે હિન્દુઓના દેશદ્રોહ, નિમક હરામી અને બેવફાઇના કેટલાયે કથનો એ ઇતિહાસોમાં લખાયલા છે કે જ્યારે મુસલમાન એને વાંચે છે ત્યારે તે સમજે છે કે મારો અને મારી સત્તાનો મહાન દુશ્મન હિન્દુઓ જેવો કોઇ નથી. એ હાલહવાલ તો હિન્દુસ્તાનના ઇતિહાસના છે કે જ્યારે ઇતિહાસ લખવાની કળા પ્રચલિત થઇ ગઇ હતી. રહયો તે કાળ કે જ્યારે ઇતિહાસ-કળાજ હસ્તી ધરાવતી ન હતી. તે ઝમાનાના ઇતિહાસના આધાર પણ જુદી કલ્પના-ધારણ અને અટકળો છે. આપ જાણો છો યુરોપે ઇતિહાસ કેવી રીતે રચ્યો છે? કોઇ કબ્રસ્તાન ખોદી નાખી તેમાંથી કંઇ શીલાલેખ મળી આવ્યા. નાલંદાની ઝમીન ખોદીને તે સમયની કોઇ ઇમારત કાઢી લીધી; ત્યાંથી કંઇ માટીના વાસણો મળી ગયા, કંઇ સિક્કા મળી ગયા કે એમનો ઇતિહાસ તૈયાર થઇ ગયો: અર્થાત આજથી બે હઝાર વર્ષ પૂર્વે ગયામાં માટીના વાસણ સરસ બનતા હતા! મિસરની કબરો ખોદી નાખી અને મિસરના ફેરો અને મરાબિસાનો ઇતિહાસ ઘડી લીધો! ટુંકમાં યુરોપના સર્વ ઇતિહાસ કાં તો કબ્રસ્તાન ઉપર અવલંબિત છે કાંતો નાલંદા અને ટંકસાલીઆના ખોદકામ પરથી રચવામાં આવ્યો છે; કાં તો બાબીલોન અને ઇરાકની ઝમીનો ઉપરથી તૈયાર કરવામાં આવ્યો છે, કાં તો સાયન્સના કેટલાક સિધ્ધાંતોના આધારે એ ઇતિહાસનો પાયો નંખાયો છે. સારાંશ, ગર્વ-તુલ્ય સંપુર્ણ ઇતિહાસ એ પાત્ર નથી કે કોઇ સત્યવાદી અને સદવિચારશીલ પુરૂષ એ ઉપર વિશ્વાસ મુકી સકે. કહેવામાં તો એ ઇતિહાસ છે અને યુરોપનો મહા ઉપકાર છે કે તેણે એવા કાળનો ઇતિહાસ રચ્યો કે જે કાળમાં કોઇ ઇતિહાસ લખવાની કળાનો

રિવાજ ન હતો; પરંતુ એ ઈતિહાસમાં છે શું ? બહુ બહુ તો ભૂતકાળના અમુક બનાવો નોંધાયા છે.

## પયગમ્બરોનો ઇતિહાસ

આ ઈતિહાસના મુકાબલામાં તે બનાવો—કે જે પયગમ્બરો (અ.)એ વર્ણવ્યા છે—માત્ર ભૂતકાળનાજ નહિં બલ્કે ભવિષ્યના પણ છે. આપનું યૂરપ પ્રગતિમાન અને ગગનગામી હોવા છતાં ત્યાં લગી પહોંચી શકયું નથી. એને તે ઘટનાઓની હવા સુધ્ધાં સ્પર્શી નથી જ્યાં નબિયો (અ.)ની દૃષ્ટિ પહોંચી શકી છે. તમે તો હજી જડવાદમાંજ પૂરી પ્રગતિ કરી નથી, જડ–પદાર્થોમાં હજી કેટલી શક્તિઓ ગુપ્ત છે એ વાતની તમને ખબરજ કયાં છે ? ત્યાં લગી તો હજી તમારી બુદ્ધિ પહોંચી પણ નથી.

## આત્મવાદ અને જડવાદ

સાહબો ! જ્યારે જડવાદની પ્રગતિ પણ આજ લગી અપૂર્ણ રહી છે તો પછી એ જડવાદીઓના આત્મવાદ પ્રત્યેનું જ્ઞાન કેટલું હોઈ શકે છે ? એ તો પયગમ્બરો (અ.)નું કામ છે. પ્રથમ તો જડવાદીઓ અને જડવાદના ઉપાસકોને આત્મવાદ પ્રત્યે કંઈ રસજ નથી અને થોડો ઘણો રસ હોય તોય શું ! એમને શું ધૂળ મળવાની હતી ? આત્મ–જગત તો ઘણું દૂર રહયુ; તેઓ તો એ આત્માનો પણ નિકાલ નહિં કરી શકયા જે એમના જડ–દેહમાં લાંબા અરસા લગી બધન-મુકત રહે છે. જ્યારે એમની બુધ્ધિ આત્માને સમજવામાં નિરૂપાય થઈ ગઈ તો તેમણે એમ કહી પીછો છોડાવ્યો કે, આત્મા જેવી કોઈ વસ્તુ નથી, એ તો લોહીના પરિભ્રમણનું નામજ આત્મા છે!

સાહબો! એ કામ તો કેવળ નબીઓ (અ.)નુંજ છે. તેઓ આત્મવાદ પર સંપૂર્ણ કાબૂ ધરાવે છે. અને જડવાદ જો કે તેમના કાર્યક્રમની બહાર છે અને તે પ્રત્યે તેમની કંઈએ વલણ નથી; તેઓની ઝાહિરાત મુજબ: "તમારી દુન્યાની વાતો તમે મારાથી વધુ જાણો છો." એમ હોવા છતાં જડવાદ પ્રત્યેનું તેમનું જ્ઞાન જડવાદના એ ઉપાસકો કરતાંય ઘણું વધારે છે. ઈતિહાસના વિષયનેજ લો ને! તમારા ઇતિહાસમાં કેવળ ભૂતકાળનોજ સમાવેશ છે અને તે પણ માત્ર કલ્પિતજ! પરંતુ નબીયો (અ.)ના ઈતિહાસમાં જેમ ભૂતકાળનો સમાવેશ છે તેમ ભવિષ્યનો પણ સમાસ છે. ચાલો ત્યારે તમેજ કહો, હું તમને કઈ ઘટનાઓ સંભળાવું? ભૂત કે ભવિષ્યની? શું તમને એ દર્શાવું કે કયામતના દિવસે સૌ પહેલાં અલ્લાહ મુસલમાનો સાથે શું વાતો કરશે? યા તમને એ દર્શાવું કે, સૌથી છેલ્લો જે માણસ જહન્નમમાંથી નીકળી જન્નતમાં જશે તેની સાથે કેવું વર્તન દાખવવામાં આવશે? હશે, એ પણ જવા દો. જ્યારે જન્નતવાસીઓ અને નર્કવાસીઓ વચ્ચે મુલાકાત થશે ત્યારે તેમની વચ્ચે શી વાતચીત થશે, એ હું તમને કહું? શું તમે એ સાંભળવા માંગો છો કે જે મુસલમાન દોઝખમાં હશે તેને જ્યારે જન્નતવાસી મુસલમાન જોશે તો શું કહેશે? તેને શો ઉત્તર આપશે? બોલો ભાઈઓ! તમારે શું સાંભળવુ છે? તમે કહો તો એ દર્શાવું કે જ્યારે તમો કબ્રોમાંથી ઉઠશો તો શું કહેતા ઉઠશો? કેહતા હો તો તે માણસનો કિસ્સો સંભળાવું જેને ફરિસ્તા દોઝખમાં લઈ જતા હશે. હઝરત આદમ (અ.) નબીએ કરીમ (સ.)નું ધ્યાન ખેંચી તેની શિફાઅત કરાવશે? તમે કહો તો દોઝખીઓની માંહોમાંહેની "તુતુ મેંમેં"ની વાતો સંભળાવું!

## આદમની અવલાદની ઉત્પત્તિ

તમો જેટલાય અહિં બેઠા છો તે સઘળાને અલ્લાહે મિસાક–દિને પયદા કરી તમારા મહાન બાપ સમક્ષ પેશ કર્યા હતા. એ વાત તમે જાણો છો તે સમસ્ત માનવ–જગત કે જે આદમના વંશથી પયદા થનાર હતું તેને અલ્લાહે પયદા કરી આદમ ( અ. )ની રૂબરૂ હાઝિર કર્યું. તે વેળા ન્હાની ન્હાની કીડીઓની જેમ તમો તમારા બાપની સમક્ષ ઉભરાયલા હતા અને તેજ વેળા દોઝખવાસીઓ અને જન્નતવાસીઓનો ભેદ પણ દર્શાવી દીધો હતો. તમારા પિતાને દેખાડી દેવામાં આવ્યું હતું કે તારી અવલાદમાંથી આ લોકો દોઝખમાં જશે અને આ જન્નતમાં. ડાબી તરફ દોઝખવાસીઓ અને જમણી તરફ જન્નતવાસીઓ હતા. તમારા મર્હુમ પિતા દોઝખવાસી અવલાદને નિહાળી ઝાર ઝાર રડતા હતા, જન્નતીઓને જોઈ આનંદિત થતા હતા. અલ્લાહપાકે તે વેળા તમારા પિતાને ઉદ્દેશીને કહ્યું:

"ખુદાને જન્નતવાસીઓને જન્નતમાં મોકલવાની ન કંઈ પરવા છે, ન દોઝખીઓને દોઝખમાં મોકલવાની દરકાર છે. નતો એ મામલામાં દર્મિયાનગીરી કરવાનો કોઈને અધિકાર છે." તમને એ યાદ હશે કે તમારા વાલિદ મર્હૂમ પોતાના સંતાનોને નિહાળી રહયા હતા ત્યારે તેમણે એક માણસ વિષે પૂછ્યું : 'હે અલ્લાહ! આ કોણ છે?" દર્શાવવામાં આવ્યું કે : "એનું નામ દાવૂદ હશે અને તે પયગમ્બર થશે." તમારા પિતાએ પૂછ્યુ : "મ્હારા એ બાળકની ઉમર કેટલી હશે ?" ઉત્તર મળ્યો : "એની ઉમર સાઠ વરસની હશે." ફરી તેમણે પ્રશ્ન કર્યો : "ઇલાહી ! મ્હારી ઉમર કેટલી હશે ?" ઉત્તર મળ્યો : "તમારી ઉમર એક હઝાર વર્ષની થશે. એ સાંભળી આદમ (અ.)

બોલ્યાઃ "હે અલ્લાહ ! મ્હારી ઉમરમાંથી ચાલીસ વર્ષ હું મ્હારા એ પુત્ર દાવૂદને આપું છું. એની ઉમર પૂરા સો વર્ષની કરી દે." આદમની એ ભેટનો સ્વીકાર થયો.

જ્યારે હઝરત આદમ (અ.)ની વફાતનો અવસર આવ્યો ત્યારે મલિકુલમવત ચાલીસ વર્ષ પહેલાં પ્રાણ હરવા આવ્યા. હઝરત આદમે (અ.) કહયુંઃ "હે મલિકુલમવત ! હજી મ્હારા જીવનના ચાલીસ વર્ષ બાકી છે." મલિકુલ મવતે કહ્યુંઃ "જનાબ ! એ વર્ષો તો આપ હઝરત દાવૂદને અર્પણ કરી ચૂકયા છો. પણ આદમ ઇન્કાર કરી બોલ્યા." "મ્હને તો એવું કાંઈ યાદ નથી." જો કે તે પછી હઝરત આદમ (અ.)ની વય સંપૂર્ણ બનાવી દેવામાં આવી અને હઝરત દાવૂદને પણ પૂરાં સો વર્ષ અર્પણ કરવામાં આવ્યાં પણ ઇર્શાદ થયો. "આદમ ભૂલી ગયો. એમ એની અવલાદ પણ ભૂલી જશે. ભવિષ્યમાં લેણ દેણ પ્રસંગે લખાણ કરી લેવામાં આવે."

## કુર્આનનું કર્ઝ નિયમન

કુર્આન શરીફમાં પુરૂં એક પ્રકરણ છે જેમાં દેવાનું ખાતુ માંડી આપવાની રીત અને પુરાવાની પધ્ધતિને વિગતવાર વર્ણવવામાં આવી છે. એજ પ્રકરણમાં કબ્ઝાગીરો પર વિવરણ કર્યું છે, પણ એને હું છોડી દઉં છું. એ ભયે કે કદાચ તમો એ ન કહેવા મંડી પડો કે વાઅઝમાં લેણદેણ, અર્ઝી લેખન અને ખાતા પાડવાનું વિવેચન કયાંથી આવી ગયું ? તમે તો એમજ સમજો છો કે કુર્આનમાં માત્ર રોઝા નમાઝનીજ વાતો છે. કુર્આનમાં રાજકીય અને અર્થશાસ્ત્રની વાતો કયાંથી આવી. કુર્આન કહે છેઃ

"યા અય્યુહલ્લઝીન આમનૂ ઈઝા તદાયનતુમ બિદયનિન ઈલા અજલિન મુસમ્મન ફકતુબૂહુ."

અર્થાત: "હે મુસલમાનો! જ્યારે તમો પરસ્પર કર્ઝનું લેણદેણ કરો ત્યારે કાગળ લખી આપ્યા કરો."

## દાવૂદ અને આદમ

જ્યાં લગી આ ઘટના સાથે સંબંધ હતો તેનું તો મ્હેં તમારી સમક્ષ વર્ણન કરી દીધું.

પરંતુ એ વાત પણ તમો જાણો છો કે હઝરત આદમે (અ.) પોતાના સઘળા સંતાનોમાં હઝરત દાવૂદને એ અધિકાર કેમ આપ્યો અને પોતાની ઉમ્રનો એક ભાગ તેમને કેમ અર્પણ કર્યો? એક પિતૃત્વ અને નુબુવ્વતનો સંબંધ તો હતોજ, પણ એક સંબંધ બીજોય હતો. હઝરત આદમ અને દાવૂદ ઉભયનું એકજ પ્રકારની ભૂલના ભોગ થવું, એ ભૂલના કારણે લાંબા સમય લગી વિલાપ કલ્પાંત કર્યા પછી માફીની ઝાહિરાત થવી, ભૂલ અને તેનો સ્વીકાર, પશ્ચાતાપ અને માફીની ઝાહિરાત. એ તે ખાસ સમાનતા છે, જે હઝરત દાવૂદના જીવનમાં ખાસ કરીને મળી આવે છે. હઝરત આદમ (અ.)ની ભૂલ તો પ્રખ્યાત છે. એ ભૂલ માટે જે શબ્દોમાં ખેદ અને પશ્ચાતાપ પ્રદર્શિત કરવામાં આવ્યો છે તે કુર્આન જાણનાર સાહબોથી છુપો નહિં હોય. દર્શાવવામાં આવે છે:

"રબ્બના ઝલમના અનફુસના વ ઈનિ લમ તગફિર લના વ તરહમના લનકૂનન્ના મિનલ ખાસિરીન."

અર્થાંતઃ હે અમારા રબ! અમે અમારા આત્મા ઉપર ઝુલ્મ કર્યો છે, જો તું અમારા ઉપર દયા ન કરશે અને અમારા પાપોની ક્ષમા ન આપશે તો અમે સખ્ત તોટામાં રહીશું"

હવે જે શબ્દોમાં માફીની ઝાહિરાત થઈ તે પણ સાંભળી લો:

"સુમ્મજ તબાહુ રબ્બુહુ ફતાબા અલહિ વહુદા!"

"ફરી તેના રબે તેની તવબા કુબૂલ કરી લીધી. તેને પસંદગી પામેલ બનાવ્યો અને સત્ય માર્ગ-દર્શક બનાવ્યો."

તેઓ એ "સમજી ગયા કે તેમને કસોટીમાં ઉતારવામાં આવ્યા છે, તેમણે પોતાના રબથી ક્ષમા યાચી અને સિજદામાં પડયા અને ખુદા તરફથી રજુ થયા."

ભૂલની ક્ષમા અપાયા પછી દર્શાવવામાં આવે છે:

"ફગફિરના લહુ ઝાલિકા વ ઇન્ના લહુ ઇનિદના લઝુલ્ફા વ હુસ્ના મઆબ!"

"અમે દાવૂદને ક્ષમા આપી અને દાવૂદ અમારી દ્રષ્ટિમાં મર્તબાવાળા અને ઉચ્ચ સ્થાનના ધણી છે."

## આદમને ફરિશ્તાઓનું સિજદો કરવું

સાહબો! ભૂતકાળની ઘટનાઓ અને ભવિષ્યના ઇતિહાસની એક ઘટના એ પણ છે કે હઝરત આદમ (અ.)—જેમને પયદા કરવાની ઝાહિરાત અગાઉ થઈ ચૂકી હતી—સમક્ષ ફરિશ્તાઓ પાસે સિજદો કરાવ્યો. સમસ્ત સૃષ્ટિમાં એ વેળા શ્રેષ્ટ સર્જન ફરિશ્તાઓજ હતા. તેમને કહેવામાં આવ્યું:

"ઉસ્જુદુલિ આદમ" (આદમને સિજદો કરો) એ સિજદાનો હેતુ જો કે હઝરત આદમની મહત્તા અને અલ્લાહના પ્રતિનિધિની

મોટાઈની ઝાહિરાત બતાવાય છે, પણ મોટી વાત એ છે કે હઝરત આદમની સામે ફરિશ્તાઓ પાસે સિજદો કરાવ્યા પછી આદમ (અ.)ની અવલાદને ખુદા સિવાય કોઈની સામે માથું નમાવી સિજદો કરાવવાનો અવકાશજ બાકી ન રહે, અને આદમના વંશજો એ બાબતને લક્ષમાં રાખે કે અમે તે પિતાના સંતાનો છીએ જેની સામે ખુદાની સર્વોત્તમ સૃષ્ટિ (ફરિશ્તા) સિજદો કરી ચૂકી છે. હવે અમારે ખુદા સિવાય કોઈ સામે ન નમવું જોઈએ. જો હઝરત જીબ્રઈલ (અ.) પણ (મઆઝલ્લાહ) કોઈ ઈન્સાનને પોતાને સિજદો કરવાનું કહે તો તે તેને ચોકખો જવાબ આપી દે: "આપ તો મ્હારા વાલિદને સિજદો કરી ચૂકયા છો. હું તેજ પિતાનો પુત્ર છું. હું આપને કેવી રીતે સિજદો કરી શકું?" જ્યારે ફરિશ્તાઓજ એ લાયક નથી કે તેમને સિજદો કરી શકાય, તો બીજી સૃષ્ટિ કયારે એ પાત્ર છે કે તેની સામે માનવ સિર જુકાવે?

## સિજદો કે વફાદારીનું વચન

ભાઈઓ! જેને સિજદો કહેવામાં આવે છે તે આજકાલની ખાસ ભાષામાં વફાદારીનું વચન છે. સત્ય વાત એ છે કે હઝરત આદમ (અ.)ને પયદા કર્યા અને ખલીફા બનાવ્યા પછી સૃષ્ટિની શ્રેષ્ઠ વ્યકિતઓને કહેવામાં આવ્યું કે આદમની સામે વફાદારીનું વચન આપો. જ્યારે ખુદાની શ્રેષ્ઠ પ્રજાએ વચન આપ્યાં, અને હરતા-કર્તાઓએ તાબેદારી કબૂલ કરી તો એ પછી કોની શકિત છે કે કોઈ વ્યકિત માથું ઉંચુ કરી શકે? એ વફાદારીના વચનનાજ પરિણામ છે કે મનુષ્ય સૃષ્ટિના અણુ પરમાણુ સુધ્ધાં પર સત્તા ચલાવે છે. હમણાં જે હું પ્રાણી અને વનસ્પતિને તાબે અને વશ કરવા તથા આકાશ-જગત

અને પૃથ્વી–જગતની સેવાઓનું વર્ણન કરી આવ્યો છું તે શું છે? એજ વફાદારીના વચનનું પરિણામ છે. ફરિશ્તાઓ પણ એ ઇન્સાની સેવાઓમાં સૃષ્ટિના બીજા ભાગો અને બીજી વ્યકિતઓ સાથે સામેલ છે. સુરએ **વન્નાઝિઆત**માં એ સેવા કરનારા ફરિશ્તાઓને **"મુદબ્બિરાતિ અમરા"**થી ઉદ્દેશ્યા છે.

"ફલમુદબ્બિરાતિ અમરા" (અર્થાત) "ખુદાના હુકમથી સૃષ્ટિ (મખલુક)ના કામો કાઢે છે."

કુર્આની આયતોને લક્ષમાં રાખતાં એમ જણાય છે કે કાર્યોની–ચિંતા સામાન્ય છે જેમાં ઇસ્તિગફાર પણ સામેલ છે. અલબત, એ અવશ્ય છે કે મુસલમાનો માટે ઇસ્તિગફાર (ગુનાહોની માફી માટે દુઆ) કરવું તે ખાસ ફરિશ્તાઓના હવાલે છે કે જે અર્શે ઇલાહીના ઉઠાવનારા છે અથવા અર્શે ઇલાહીની આસપાસ રહે છે. એ વિષે સુરેમોમિનમાં દર્શાવવામાં આવ્યું છે કેઃ

(આ તે દુઆ છે જે ખાસ ફરિશ્તાઓ મુસલમાનો માટે કરે છે) "હે અલ્લાહ! તારી રહમત અને તારૂં જ્ઞાન તો દરેક વસ્તુથી વધુ બહોળું છે. જે બંદાઓ તારી તરફ રૂજુ થાય છે અને તારે માર્ગે ચાલે છે. તેમના પાપોની ક્ષમા આપ, અને તેમને દોઝખથી બચાવી લે. હે અલ્લાહ! એ લોકોને જન્નતમાં દાખલ કર, જે જન્નતનો મુસલમાનોથી વાયદો કર્યો છે, તેમાં તેમને દાખલ કરી દો, અને તેમની અવલાદ અને તેમના બાપદાદા જેઓ નેક છે તેઓ સૌને જન્નતમાં દાખલ કરી દો, અને તેમને દરેક પ્રકારની બુરાઈઓથી બચાવી લો, જેને આપે કયામતના દિવસે બુરાઇથી બચાવી લીધો તેના ઉપર તારી અનહદ રહમત અને બેહદ કૃપા થઈ." કોઈ પણ

મુસલમાનનું અઝાબથી બચી જન્નતમાં દાખલ થઈ જવું મહાન ફતેહ છે.

## મીસાક-દિનના બે કરારનામા

ભાઈઓ! ઈસ્લામી લીટરેચરની ખોટ નથી પણ અફસોસ, બયાન કરનારા નથી. એ જાહિલ અને કિસ્સા કહાણીઓ વદનારા મવલ્વીઓને ખુદા પૂછે. એઓએ તમારા રસ અને રૂચી બગાડી દીધાં છે. હું સત્ય કહું છું. જો તમને ઈલ્મિદાર માણસોની સંગત પ્રાપ્ત થાય, અને તમને કુર્આન અને હદીસમાં રસ પડે તો તમે જોઈ શકો કે અલ્લાહની વાણી અને તેના પવિત્ર પયગમ્બરના ઉપદેશમાં કેટલા સત્યો અને રહસ્યો સમાયલા છે. જો શરીર માંદું થાય છે તો ઉત્તમ તબીબની શોધ કરો છો, ડોકટર અનસારી અને હકીમ અબ્દુલવહહાબ સાહબ જેઓ અનુભવી તબીબો છે તેમની પાસે જાઓ છો અને કહો છો કે "અનુભવી વૈદના હાથે મવત થાય તે ઉંટ વૈદની આરોગ્યતા કરતા સારૂં છે." કોઈ ફેરીઆ દવા વેચનાર કે જે પેટી બગલમાં દબાવી ફરે છે તેને તમે નાડી બતાવતા નથી; પરંતુ જ્યાં આત્માના ઈલાજની વાત હોય છે ત્યાં તો તમે સાચા મૌલવીઓને છોડી પેટ-ભરૂ બાઝારી-કીસ્સા કહાણી કહેનારાઓ પર કેમ ભરોસો કરી લો છો? હવે તમેજ દર્શાવો કે એ ભૂત અને ભવિષ્યકાળનો ઈતિહાસ કે જે નબીએ કરીમ (સ.) દ્વારા રચાયો છે, અને જેના આધારોનું મૂળ ખાત્રી ઉપર છે, અનુમાન અને શંકા નથી, તે તમને સંભળાવવાનું શરૂ કરવામાં આવે તો શું એ હારમાળા પૂર્ણ થઈ શકે છે? મારી અને તમારી ઉમર સમાપ્ત થઇ જશે પણ એ ઈતિહાસમાં એક પૃષ્ટ પણ પૂર્ણ થઈ શકતું નથી. ખેર હવે વાત વચ્ચે આવી ગઈ

છે, તો એક વાત વધુ વિનવું છું. તમે જાણો છો મિસાક-દિનની પ્રભાતે બે કરારનામા ઘડાયા હતા? એક ઉપર તો સમસ્ત મનુષ્ય-જાતિ પાસે સહીઓ લેવામાં આવી હતી, અને બીજા ઉપર તે સાહબોની સહીઓ લેવાઈ હતી કે જેઓ જગતમાં પયગમ્બર બની આવનાર હતા. તમને કદાચ તમારૂં કરારનામું યાદ હશે.

## અલસ્તુ બિરબ્બિકુમ ? કાલુ : "બલા !"

તમારો ઈકરાર દરેક વ્યક્તિ જાણે છે અને હવે તો તમારાથી સાંભળી સાંભળી કાફિરો પણ જાણી ગયા છે, એટલે કે કુદરતની જીભે તમારા આત્માઓને ઉદ્દેશી કહયું હતું. "શું અમે તમારા રબ નથી?" અને તમે સર્વે ઉત્તરમાં એક સાથે કહયું હતું "બેશક અમે આપની ખુદાઈનો સ્વીકાર અને ઈકરાર કરીએ છીએ!" જ્યારે તમે ઈકરાર કરી લીધો તો દર્શાવવામાં આવ્યું કે હવે તમે જગતમાંથી પાછા ફરી જ્યારે આવો તો એમ ન કહી દેશો કે અમને તો આપના રબ હોવાની ખબર નથી! જગતમાં તમારા આત્માને માટીનું કલોરાફોમ સુંઘાડી મોકલવામાં આવ્યો છે. જે આત્માઓ નિર્બળ છે તે તો બીલકુલ ભાન સેવી બેઠા, અને જેમના આત્માઓ બળવાન છે, તેઓને એ કરાર હજુ લગી યાદ છે અને તેઓ બીજાઓને પણ યાદ દેવાડે છે.

અત્રે મોકલવાનો હેતુ માત્ર એટલોજ છે કે તમારી કસોટી થાય અને એ વાત પ્રસિધ્ધ કરાય કે આત્મવાદ લોકના વસનાર જડવાદ-લોકના બંધનોમાં સપડાઈને પણ અમારા કરારને યાદ રાખે છે. મૂળ વાત માત્ર એટલી છે, નિકર આપણને આ લોક સાથે શો સંબંધ? ન આપણે આ લોકના નિવાસી છીએ ન અત્રે અમારા રસનું કોઈ સાધન! આપણે તો આત્મ-લોકના રહેવાસીઓ છીએ. એક ખાસ

ઉદ્દેશ અને રહસ્ય હેઠળ આ જડ-જગતમાં આપણને મોકલવામાં આવ્યા છે, નિકર કયાં અમે અને કયાં એ જગત !

સાહબો ! અહીંયાનું આવવું તો એક ઉદ્દેશ અર્થે છે, નિકર અમને આ જગત સાથે શો સંબંધ ? વાત ફક્ત એટલી છે કે જે ઈકિરાર મીસાક-દિને કર્યો હતો તેને આલોકમાં ભૂલવું નહિ, બલ્કે તેના ઉપર કાયમ રહેવું, તેથી દર્શાવવામાં આવે છે : "ઇન્નિલ-લઝીના કાલુ રબ્બનલ્લાહુ સુમ્મસ તકામુ તતનઝઝલુ અલયહિમુલ મલાઈકિતુ"- પ્રશ્ન અડગતાનો છે. કહેતાં તો " બલા અનતા રબ્બના " સર્વે કહીને આવ્યા હતા, પણ આજે કોણ છે કે અડગતાનો પુરાવો આપે છે ?

## "રબ" શબ્દની સામાન્યતા

ભાઈઓ ! ખુદાની ખુદાઈનો ઈકિરાર અમારા કરારનામામાં મવજુદ છે. એજ કારણ છે કે દરેક પયગમ્બરે પોતાના ઉપદેશમાં, પોતાના વિવેચનમાં પોતાની દુઆમાં એજ શબ્દને વારંવાર વાપર્યો છે. હઝરત આદમ (અ.)ની દુઆ તો મશ્હૂર છે :

રબ્બના ઝલમના અનફુસના વ ઈનિલમ તગફિરલના વ તરહમના લનકુનન્ના મિનલ ખાસિરીન અર્થાત : " હે રબ ! અમે અમારા આત્માઓ પર ઝુલ્મ કર્યો છે અને જો તું અમને માફી ન આપે, અમારા પર કૃપા ન કરે તો અમે સખ્ત ખોટ પામનારા થઈ જશું."

હઝરત નુહ (અ.) પોતાના ખુત્બામાં કહે છે:

"હે મારી કૌમ ! હું કુમાર્ગી નથી. હું બંને જગતના રબનો રસૂલ છું અને તમને તમારા રબનો સંદેશ પહોંચાડવા આવ્યો છું. હું તમારો હિતેચ્છુ છું અને જે વાતો હું જાણું છું તે તમે નથી જાણતા." (સુ. ઇઅરાફ.)

હઝરત હૂદ (અ.) પોતાના એક ઉપદેશમાં ફર્માવે છે :

ઉબલ્લિગુકુમ રિસાલાતિ રબ્બિ વ અના લકુમ નાસિહુન અમીન.”

( સુ. ઈઅરાફ. )

અર્થાત “ હું મારા રબનો સંદેશ તમને પહોંચાડું છું. હું તમારો ખેરખ્વાહ છું અને અમાનતદાર છું. ”

સુરે હૂદમાં હઝરત હૂદ (અ.)ના એક વિવેચનનું વર્ણન છે, તેમાં દર્શાવવામાં આવ્યું છે : “ યા કવમિ સ્તગફિરૂ રબ્બકુમ સુમ્મા તુબૂ ઈલયહ. ”

અર્થાત–હે કૌમ ! તારા રબથી ક્ષમાની યાચના કર અને તેના તરફ ધ્યાન આપ.

એ ખુત્બો લગાર લાંબો છે. એની આયતો હું વધુ ટાંકતો નથી. હઝરત સાલિહ (અ.)ની વાણી પણ લગાર સાંભળો:

“ લકદ, અબલગ તુકુમ રિસાલતા રબ્બી વ નસહતુ લકુમ વલાકિલ્લા તુહિબ્બુનન્નાસિહિન અર્થાત હું તમને મારા રબનો પયગામ પહોંચાડું છું, તમારી ખેરખ્વાહી કરૂં છું, પણ તમે ખેરખ્વાહોને પસંદ કરતા નથી.” (જુઓ સુરે ઈઅરાફ.)

હઝરત શુએબ (અ.) પોતાનો બયાન આપે છે :

“ કદ જાઅતકુમ બય્યનતિમ્મિરંબ્બી ” અર્થાત હું તમારી પાસે પોતાના રબના તરફથી પ્રમાણો લઈને આવ્યો છું.

હઝરત લૂત (અ.) પોતાની એક ઝાહિરાતમાં દર્શાવે છે : “વમા અસઅલુકુમ અલયહિ મિન અજરિન ઈન અજરિય ઈલ્લા અલા રબ્બિલ આલમીન. ”

અર્થાત હું તમારાથી બદલો નથી માંગતો, તે તો રબ્બુલ આલમીનના માથે છે. (સુરે શુઅરા પારા-૧૯).

જુઓ દરેક પયગમ્બર પોતાની દુઆમાં રબનું નામ લે છે કે જેથી મિસાક-દિને કરેલો ઇકરાર યાદ પડે.

હઝરત ઇબ્રાહીમ અને ઇસ્માઇલ (અ.)ની દુઆ તો પ્રસિધ્ધ છેઃ

"રબ્બના વજઅલના મુસ્લિમયને લકા. રબ્બના તકબ્બિલ મિન્ના ઇન્નિકા અનતસ્સમીઉલ અલીમ. (અર્થાત) હે અમારા રબ અમને મુસલમાન બનાવી દે—અને હે અમારા રબ! અમારી સેવાને કબુલ કરી લે. બેશક! તું સાંભળનાર પણ છે અને જાણનાર પણ.

હઝરત ઇબ્રાહીમ અલયહિસ્સલામનું વિવાદનું વર્ણન પણ કુર્આનમાં કરવામાં આવ્યું છે અને એ વાદવિવાદ એજ "રબ" શબ્દ પર થયો છે. એ માટે જુઓ તિલકર્રસુલનો બીજો રૂકુઅ. "વઇઝા સમિઉ"માં કવમ સાથે જે વાર્તાલાપ થયો છે ત્યાં પણ વારંવાર "હાઝા રબ્બી" કહેવામાં આવ્યું છે. હઝરત ઝકરીયા (આ.)ની દુઆ જુઓઃ

"રબ્બિ લા તઝરની ફરદન વઅનતા ખયરૂલ વારેસીન."

"અર્થાતઃ હે રબ! મને તું અપુત્ર ન રાખ. તું તો સર્વે વારસોથી ઉત્તમ વારસ છે."

હઝરત અય્યુબ (અ.)ની દુઆ સાંભળો:

"રબ્બિ ઇન્ની મસ્સનિય દુર્રૂ વ અનતા અરહમુર્રાહિમીન. (અર્થાત) હે રબ મને તો બીમારી વળગીજ પડી અને તું સર્વ કૃપાળુઓથી ઉત્તમ કૃપાળુ છે.

હઝરત ઇલ્યાસ (અ.) પોતાના એક લેકચરમાં કહે છેઃ

"અતદઉના બઅલન વ તઝરૂના અહસનલ ખાલિકીનલ્લાહુ રબ્બકુમ વ રબ્બા આબાઈકુમુલ અવ્વલીન."

અર્થાંત તમે બઅલ (એક મૂર્તિ)ની પૂજા કરો છો અને તે 'રબ' જે મારો, તમારો અને તમારા બાપદાદાઓનો રબ છે, તેને છોડી બેઠા છો?

હવે તો એ "બઅલ" મૂર્તિ પણ નીકળી આવી છે કે જેની એ લોકો પૂજા કરતા હતા!

હઝરત સુલયમાન (અલય.)ની દુઆ પણ જોઈ લ્યો: રબ્બે-ગફિરલી વહબલી મુલકલ્લા લાયમ્બગી લિઅહદીન મિમ્બઅદિહિ."

"હે રબ! મને ક્ષમા કરો અને મને એવી ખાસ સલતનત આપો કે જે મારા પછી કોઈ બીજા માણસ માટે વાસ્તવિક ન હોય."

હઝરત દાઉદ (અ.)ની દુઆ તો હું હમણાજ કહી ગયો છું. હઝરત મુસા (અ.) અને હારૂન (અ.)ની ઝાહેરાત પણ તમે જાણતાજ હશો:

"ઈન્ના રસુલો રબ્બિલ આલમીન." અર્થાંત હું બંને જગતના રબનો રસૂલ છું.

હઝરત મુસા (અ.) સાથે ફિરઓને એ "રબ" શબ્દ ઉપર પૂરો શાસ્ત્રાર્થ કર્યો અને જ્યારે વાદવિવાદમાં મુસા (અ.)ને હરાવી શકયો નહિ તો તેમને જેલની ધમકી આપી. એ કમનસીબની સમજમાં "રબ્બુલ આલમીન"જ ન આવી શકયો. જે નાલાયક પોતેજ "અના રબ્બકુમુલ અઅલા"નો દાવેદાર હોય તે રબ્બુલ આલમીનને કેવી રીતે સમજી શકે? હઝરત ઈસા (અ.)ની પણ દુઆ સાંભળી લો:

"રબ્બના અનઝિલ અલયના માઇદતમ્મિનસ્સમાઅ" (અર્થાંત) હે અમારા રબ! અમારા માટે આકાશમાંથી દસ્તરખ્વાન ઉતારો."

હવે તો આપ લોકોની સમજમાં "અલસતુ" બિરબ્બિકુમ"ના નાદની મહત્તા પણ આવી ગઈ હશે. અંતિમ પયગમ્બર હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ (સ.)ની ઝાહેરાત પણ સાંભળી લોઃ

"અતુહાજ્જૂનના ફિલ્લાહિ વહુવા રબ્બના વ રબ્બુકુમ."

અર્થાંતઃ તમે મારાથી "રબ" વિષે વિવાદ કરો છો, જો કે તે તમારો પણ રબ છે અને મારો પણ રબ છે?

જે રસૂલ અલ્લાહના તરફથી નિર્માણ થઈને આવ્યો છે તેણે પોતાની દુઆ અને વિવેચનમાં સામાન્ય રીતે "રબ" શબ્દનો ઉપયોગ કર્યો છે અને એ દેખાડયું છે કે જીવનનો મૂળ ઉદ્દેશ ખુદાની ખુદાઈનો ઇકરાર છે. હવે આપની સમજમાં નકીરૈનના સવાલનો ઉકેલ પણ આવી ગયો હશે. જેઓના આત્મા બળવાન છે, અને જડવાદી જગતનો પ્રભાવ જેના પર પડતા નથી. તે આજે પણ ખુદાની ખુદાઈ પર માન્યતા રાખે છે અને તેઓ કબરમાં પણ ઇન્શાઅલ્લાહ એ પ્રશ્નનો ઉત્તર ઘણીજ સહેલાઈથી આપી દેશે. પરંતુ જે અભાગીઓઓના આત્મા ઉપર જડવાદે સત્તા જમાવી છે. તેઓ આજે પણ પોતાના રબને ભૂલી ગયાં છે અને તેઓ કબરમાં પણ ભૂલી જઈ "હા હા! લા અદરી" "અફસોસ! હુ નથી જાણતો કે મારો રબ કોણ છે" એમજ કહેશે.

## હઝરત યૂસુફનો કારાવાસ

આપ જાણો છો હઝરત યૂસુફ (અ.) પણ જેલમાં નંખાયા હતા, અને એ જેલ એમને રાજકીય મામલા માટે થઈ હતી. મિસ્રી

ગવર્નમેન્ટે પોતાની પોલીસી માટે એક નિર્દોષ પરદેશીને બંધીખાને નાખ્યો હતો. હઝરત મુજદ્દિદ અલ્ફસાની (રહ.) પણ ગ્વાલિયરના કિલ્લામાંજ જહાંગીરના હુકમથી કેદ ભોગવી આવ્યા હતા, અને હઝરત ઈમામ અબુ હનીફા (રહ.) જેમના આપણે મુકલ્લિદ છીએ તેમના ઈન્તિકાલ વિષેની વાત પણ પ્રસિધ્ધ છે કે તેઓ જેલમાંજ વફાત પામ્યા હતા અલ્લામહ સરખસી સાહબ મુહીત પણ બીચારા જેલ જઈ આવ્યા છે. ખેર, એ વાતને છોડો તે કયો યુગ છે જેમાં સત્યવાદી આલિમોને જેલ યાત્રાએ નહિ મોકલવામાં આવ્યા હોય? આજકાલ તો કાફિરોની સત્તા છે. મુસલમાન બાદશાહોના સમયમાં પણ આલિમોની સાથે કઈ સારી વર્તણુક આદરવામાં આવતી? તે સમયે પણ દેશ-દ્રોહી, ખુશામતીઆ અને સરકાર પુજકોની ખોટ ન હતી. એ વાત કંઈ આજની નવિન નથી.

## માફીનો રિવાજ

જેમ આજે રાજદ્વારી કેદીઓ પાસે માફી મંગાવવાની કોશિશો થાય છે તેમ તે ઝમાનામાં પણ રિવાજ હતો. આપે હજ્જાજ ઈબ્ને યુસુફની તે વાત તો સાંભળી હશે. એક દિવસે હજ્જાજ ખુત્બો પઢવા ઉભો થયો અને એની ટેવ પ્રમાણે ખુત્બામાં અહલે બૈતને ભુંડું બકવા લાગ્યો "હજ્જાજનો ખુત્બો કંઈક લંબાયો, અને જુમ્માની નમાઝમાં ઢીલ થવા લાગી. ત્યારે એક સત્યવાદી મુસ્લિમથી ન રહેવાયું. તેણે પોકારીને કહયું હજ્જાજ! ખુત્બાને સમાપ્ત કર. નમાઝનો મુસ્તહબ વખત ચાલ્યો જાય છે." તમે જાણો છો કે હજ્જાજ જેવા ઝાલિમને અટકાવવું અને તે પણ તેના ખૂત્બા દરમિયાન અટકાવવુ કંઈ સ્હેલું ન હતું. હજુ તો

ખુત્બો પૂરો પણ ન થયો હશે કે એ બિચારાને જેલ-જાત્રાએ રવાના કરી દીધો. નમાઝ પછી કેટલાક ખુસામતીયા અને જી હજુરીઆઓએ એ પ્રત્યે હજ્જાજનું ધ્યાન ખેંચ્યું. હજ્જાજે કહયું, "એણે મને મારા વિવેચનની વચ્ચે અટકાવ્યો." એ ખુશામત-ખોરોએ કહયું કે "હુઝુર, એના મગજનું ઠેકાણું નથી. એને તો દોરો થયા કરે છે" હજ્જાજે કહયું જો તે માફી માંગે તો હું તેને મુકત કરીશ. આથી એ ટોળી જેલખાને પહોંચી પહેલાં તો એ ટોળીએ મહાપુરૂષને સમજાવવા લાગી "મિયાં તમે જાણો છો તે એક ઝાલિમ બાદશાહ છે. હજ્જાના સ્વભાવને તો તમે ઓળખો છો, જરા ધીરજ રાખી લેતે, નમાઝનો વખત તો કંઈ નીકળી જવાનો ન હતો. નકામા વચ્ચે બોલી પડયા. ખેર, ચાલો અલ્લાહની મહા કૃપા સમજો કે અમારી કોશિશોથી કામ થઈ ગયું અને હજ્જાજે અમારી વાત માની લીધી." પૈસા મહા પુરૂષ પહેલાં તો ચુપચાપ એ લોકોની વાતો સાંભળતા રહયા પછી તેઓ બોલ્યા: "તમારી શી વાત માની લીધી? અને તમારી કઈ કોશિશ સફળ થઈ?" તે લોકોએ કહયું "હજ્જાજે આજ્ઞા આપી દીધી છે કે જો આપ માફી-પત્ર પર સહી કરી દેશો તો આપને છોડી મુકવામાં આવશે" એમણે એ સાંભળી જવાબ આપ્યો કે "વાહ, આખી ઉમરમાં એકજ તો નેકીનું કામ કર્યું છે તેની પણ માફી માગી લઉં? એક ઝાલિમ બાદશાહની સામે માફી કેવી રીતે માંગી શકાય છે" એ લોક બિચારા વીલે મ્હોંડે ચાલ્યા ગયા. એ ટોળીને તે અલ્લાહના બંદાએ એવો રોકડો જવાબ પરખાવી દીધો કે તેનું મ્હોંજ તાકતા રહી ગયા. જો કે હજ્જાજે તેમને એમના નકાર ભણવા છતાંયે છોડી દીધા. પરંતુ એઓ તો પોતાની વાત ઉપર અડી રહયા અને આજ કાલના વતન

ફરોશ દેશ-દ્રોહી મૌલ્વીઓની પેઠે "તમે પોતાને હલાકતમાં ન નાખો"ના શબ્દો પર અમલ ન કર્યો.

## હઝરત યુસુફ (અ.)ના સાથીઓ

હઝરત યુસુફ એક રાજદ્વારી કારણે કેદ થયા તો તેમણે જેલમાં તબ્લીગી કામ શરૂ કર્યું. આથી એક લાંબા ભાષણમાં એમણે પોતાના જેલ-સાથીઓને ઉદ્દેશી કહ્યું :

હે મારા જેલ-સાથીઓ! શું અનેક ખુદાઓ બહેતર છે કે એક અલ્લાહ તઆલાની ઇબાદત સારી છે?"

હઝરત યુસુફ (અ.)ના વિવેચનથી જણાયું કે મુશરિકો અગણિત ખુદાઓના માનનારા છે. એ લોકોને તો મીસાક-દિનના કરાર યાદજ નથી, તેઓ ખુદાને શું રબ કહેશે? એ લોકોને જુદા રબોની પૂજાથી ફુરસતજ નથી. હું તો તમને અહલે કિતાબ (ઇસાઈ યહુદી વિગેરે)ના વચન સંભળાવવા ચાહું છું કે જેઓ આજકાલ તમારા ઘણા પરમ દોસ્ત બની બેઠા છે અને જેમને તમે તમારી ઝિંદગીનો આધાર સમજી બેઠા છો.

## મુશરિક અને અહલે કિતાબમાં તફાવત

તમે ઘણી વાર કહ્યા કરો છો: અરે, એ તો મુશરિક છે, અને પેલો અહલે કિતાબ છે! તમારો હેતુ એમ કહેવામાં એજ હોય છે કે અહલે કિતાબ ધર્મની રૂએ અમારાથી વધુ નઝદીક છે અને મુશરિક ધર્મની રૂએ અમારાથી દુર છે.

## અહલે કિતાબ પ્રતિ શિકાયત

તમે તો મુશરિકો માટે કહો છો, અને હું કહું છું કે મને અહલે કિતાબથી વધુ શિકાયત છે. મુશરિકોને ત્યાં તો નુબુવ્વતની

રીતજ નથી. તેઓ નુબુવ્વતને જાણતાજ નથી. એમને ત્યાં તો માણસ ખુદાનો અવતાર બની શકે છે. પરંતુ એ લોકોને એની ખબર નથી કે એક મનુષ્ય, મનુષ્ય રહીને ખુદાનો નબી બની શકે છે પણ અહલે કિતાબ તો નુબુવ્વતના જાણકાર છે અને તેઓ એ પણ જાણે છે કે મુહમ્મદી મુસલમાનો હમેશા હઝરત મુસા (અ.) અને ઇસા (અ.)ને તેટલુંજ માન આપે છે કે જેટલું તેઓ પોતાના પયગમ્બરને આપે છે.

સાહબો! અમે તવરાત અને ઈન્જીલને સત્ય માની છે. અમે હમેશા હઝરત મુસા અને ઇસા (અ.)ની આબરૂ ઇઝ્ઝત માટે અમારૂં લોહી રેડયું છે. અમે મુસા અને ઇસાને અલ્લાહના પસંદ કરેલ પયગમ્બર કહયા છે. અમે હઝરત મુસા અને ઇસા (અ.)નું અપમાન કરનારાઓને તેવીજ રીતે કાફિર કહયા છે, જેવી રીતે નબીએ કરીમ (સલ.)નું અપમાન કરનારને કાફિર કહયા છે. અમે સમસ્ત મુસ્લિમો પાસે હઝરત મુસા અને હઝરત ઇસાને નબી અને રસૂલ કહાવ્યા છે. અમે હઝરત મરયમને હમેશા માનભરી નઝરે જોયાં છે, તેમને પાકદામન માન્યાં છે. પરંતુ શું આજ સુધી કોઈ યહુદી કે ઇસાઈએ અમારા પયગમ્બરને પયગમ્બર કહયા છે? શુ કોઈ ઇસાઈ અથવા યહુદી એ માટે તૈયાર છે કે મુહમ્મદ રસૂલુલ્લાહ (સ.)ને ખુદાના મોકલેલ પયગમ્બર કહી દે? જ્યારે કોઈ પોતાના પયગમ્બરોનું અનુમોદન કરાવવા અને તેમને મનાવવા છતાંયે અમારા નબીને નબી કહેવા તૈયાર નથી, તો અમે એની મિત્રતા ઉપર કેવી રીતે વિશ્વાસ રાખી શકીએ? એજ કારણે મારા મત મુજબ અહલે કિતાબ (ઇસાઇ–યહુદી) સૌથી વધુ કૃતઘ્ની અને ઉપકાર પર અપકાર કરનારા છે. રહી મુશરિકોની બાબત, તો ન મેં એમના દેવતાઓને કદી પયગમ્બર

અથવા અવતાર કહયા છે, ન તો હું તેમનાથી માંગણી કરું છું કે તેઓ મારા પયગમ્બરને પયગમ્બર કે નબી કહે. કારણ કે એ દુર્ભાગીઓ તો પયગમ્બરને જાણતાજ નથી.

## અહલે કિતાબ અને રબ-પદનો ઇકરાર

સારાંશ કે જે આત્માઓ, એ ઇકરાર પર કાયમ રહ્યા નથી તેમના અહવાલ એ છે કે તેઓ અલ્લાહ તઆલાને પોતાનો રબ તો શું કહેશે બલ્કે એ સંબધનેજ અનિષ્ટ ગણે છે. એથી મેં વિનવેલું કે મુશરિકોને તો પોતાના પ્રભુઓથી ફુરસતજ નથી. અહલે કિતાબની પણ એવીજ દશા છે કે તેઓને, ખુદાને પોતાનો રબ કહેતાં ગભરાટ છૂટે છે. એના માટે હઝરત ઇસાના સાથીઓના વચન સાંભળો: "હલ યસતતીઉ રબ્બુકા અંય-યુનઝિઝલ અલયના માઇદતમ-મિનસ્સમાઅ" જુઓ, એઓ રબનો સંબંધ હઝરત ઇસા (અ.) તરફ દર્શાવી કહે છે: "શું તારો રબ એટલો શકિતમાન છે કે આકાશમાંથી અમારા ઉપર ભોજનના દસ્તરખ્વાન ઉતારી શકે ?"

વિચાર કરી જુઓ, જે લોકો દુન્યામાં પોતાના રબને રબ કહેવા તૈયાર નથી તેનાથી કેવી રીતે આશા રાખી સકાય કે તેઓ કબરમાં પણ મુન્કર નકીરને જવાબ આપી સકશે ? એવીજ દશા હઝરત મુસા (અ.)ના અનુયાયીઓની છે. જ્યારે એમને દેખાડવામાં આવે છે કે જુઓ, અટકી ન જાઓ, નિકર તમારા ઉપર અઝાબ ઉતરી પડશે. ત્યારે એ લોકો હઝરત મુસાનું કહેલું માનતા નથી અને પછી અઝાબ ઉતરે છે તો કહે છે: "યા મુસા ઉદઉ લના રબ્બક બિમા અહિદ અંનદક" (અર્થાત) હે મુસા! તમારા રબથી અમારા માટે દુઆ કરો. જો એ અઝાબ ટળી જશે તો ફરી અમે ઇમાન લાવીશું !"

## ખાસ લોકોનું કરારનામું

સાહબો ! એ ભૂતકાળનો ઈતિહાસ પણ અજાયબી ભરેલો અને રસ પૂર્ણ છે. એક તરફ તો પોતાના પ્રભુ-પદનો ઇકરાર લેવાઈ રહયો છે તો બીજી તરફ પોતાના હબીબ સૈયદુલ મુરસલીન (સલ.)ની નબુવ્વત પર સહીઓ લેવાઈ રહી છે. બંને કરારનામામાં તફાવત એટલોજ છે કે પહેલો ઇકરાર સાધારણ લોકોથી લેવાયો છે ત્યારે બીજો ખાસ લોકોથી લેવાયો છે. પહેલું વચન સમસ્ત માણસ-જાતથી લેવામાં આવ્યું હતું ત્યારે બીજું માત્ર તે પવિત્ર આત્માઓથી લેવાયું કે જેઓ દુન્યામાં નુબુવ્વતની પદ્દી પર નિર્માણ થઈ આવનાર હતા. અલ્લાહ, અલ્લાહ ! મીસાક-પ્રભાત પણ કેવી પ્રભાવશાળી પ્રભાત હતી કે એક તરફ રબ્બુલ આલમીનના પ્રભુ-પદની જાહેરાત થઈ રહી છે અને બીજી તરફ રહમતુલ-લિલ આલમીનની નુબુવ્વતના અને તેમના ઉપર ઇમાન લાવવા અને તેમની સહાય કરવાના વચન લેવાઈ રહયા હતા ! અલ્લા હુમ્મા સલ્લિ અલા મુહમ્મદ વ અલા આલિ મુહમ્મદ !

એ કરારનામાના શબ્દો પહેલાં સાંભળી લ્યો જે નબીઓ (અ.) પાસે લેવામાં આવ્યો હતો:

"અલ્લાહે સર્વ પયગમ્બરો પાસેથી એ ઇકરાર કરાવ્યો કે મેં તમને કિતાબ અને હિકમતમાંથી જે કંઈ આપ્યું છે તો તે આપ્યુંજ છે. ફરી તમારામાંથી જે માણસ તે રસુલનો સમય પામી લે, જે એ બાબતનો સ્વીકાર કરતો હોય જે કંઈ તમે લાવ્યા તે સત્ય છે. તો તમે તે રસૂલ ઉપર ઈમાન લઈ આવજો અને તેની સહાય કરજો. બોલો! એ વાતનો ઇકરાર કરો છો ? અને મને વચન આપો છો?"

સૌએ એકમત થઈ કહયું, "અમે સૌ ઈકિરાર કરીએ છીએ." ફરમાવ્યું કે "તમારા એ ઈકરાર ઉપર સાક્ષી રહેજો અને અમે પણ તમારી સાથે સાક્ષી છીએ."

જુઓ, એ આયતમાં નબીએ કરીમ (સ)નું નામ "રસુલુમ્મુસદ્દિકુનલિમા મઅહુમ" રાખ્યું છે અને આકાશી પુસ્તકોમાં હુઝૂર (સ.)નો એજ ગુણ વર્ણવ્યો છે કે તેઓ તવરાત અને ઈન્જીલને માન્ય રાખનારા હશે. એ માટે પહેલા પારામાં દર્શાવવામાં આવે છે:

"વલમ્મા જઅહુમ રસૂલુમ્મિન ઈન્દિલ્લાહિ મુસદ્દિકુલ્લિમા મઅહુમ નબઝ ફરીકુમ મિનલ્લઝીન ઉતુલ કિતાબ કિતાબલ્લાહિ વરાઅ ઝુહુરિહિમ કઅન્ન હુમલા યઅલમુન" (અર્થાત) અને જ્યારે તેમની પાસે અલ્લાહ તરફથી એક પયગમ્બર પહોંચ્યો, જે તેઓની કિતાબોને સત્ય ઠરાવે છે તો અહલે કિતાબમાંથીજ એક ટોળાએ એ અલ્લાહની કિતાબને પોતાની પૂંઠ પાછળ એવી રીતે નાખી દીધી કે જાણે તેને જાણતાજ નથી."

હઝરતઅલી અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્નિ અબ્બાસ દર્શાવે છે, કે આયતમાં દરેક નબીથી વચન લેવાય છે. અલ્લાહે કોઈ નબી એવો નથી મોકલ્યો કે જેની પાસેથી વચન ન લેવામાં આવ્યું હોય કે જો તમે મુહમ્મદ (સલ.)નો ઝમાનો પ્રાપ્ત કરો તો તેમને માનજો, તેમની સહાય કરજો, અને તમારા અનુયાયીઓ પાસેથીયે એ વાતનું વચન લેજો કે તેઓ પણ હઝરત મુહમ્મદ (સલ.) ઉપર ઈમાન લાઈ આવે અને તેમની મદદ કરે," એ વિવેચન મુજબ એ વચન આડકતરી રીતે તો નબીઓ (અલય.)થી લેવાયું હતું અને સીધી રીતે તેમના અનુયાયીઓ સાથે હતું.

## હઝરત ઉમર (રદી) વિષે એક બનાવ.

એક દિવસ હઝરત ઉમર ઇબ્નિ ખત્તાબ (રદી.) નુબુવ્વતી દરબારમાં તવરાતનું એક પૃષ્ટ વાંચી હુઝુર (સ.)ને સંભળાવી રહયા હતા. નબીએ કરીમ (સ.)નો ચિહરો મુબારક ગુસ્સાથી રાતો થઈ ગયો. હઝરત અબુબક્રે (રદી.) હઝરત ઉમર (રદી.)નું ધ્યાન ખેંચ્યું કે તમે તો વાંચવામાં મશ્ગુલ છો અને હુઝુર (સ.)ને ગુસ્સો આવે છે. હઝરત ઉમરે (રદી.) તુરાની ચ્હેરા ઉપર ક્રોધની અસર નીરખી જલ્દીથી કહયું : "રદીતુબિલ્લાહિ રબ્બન વબિલ ઈસ્લામિદીનન વબિ મુહમ્મદિન સલ્લલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ નબીય વ—વરસુલા." હુઝુરે કહયું : "કુર્આનની હાઝરીમાં તમે તવરાત પઢો છો ? શું તમને ખબર નથી. "લવકાના મુસા હય્યન વ સમિગહુ ઈલ્લત્તિબાઅ - (અર્થાત) જો આજે મુસા ઝિન્દા હોત તો તેમને પણ મારા અનુયાયી બનવા વગર છૂટકો ન હતો."

## એક શંકાનું ખંડન.

બનવા જોગ છે કે તમારામાંથી કોઈને એ શંકા આવે કે વચન તો એટલા આગ્રહને ભાર સાથે લેવામાં આવ્યા અને હઝરત રસુલુલ્લાહ (સ.)નો ઝમાનો કોઈ એક પયગમ્બરને પણ મળ્યો નહિ? તો એનો જવાબ એ છે કે એ વચન – કરાર જેવી રીતે નબીઓથી લીધા હતા તેવીજ રીતે નબીઓ (અ.) દ્વારા તેમના અનુયાયીઓ પાસેથી પણ લેવામાં આવ્યા હતા અને ખ્રિસ્તીઓ અને યહુદીઓને હુઝુર (સલ.)નો ઝમાનો મળ્યો હતો, એટલે વચનનો હેતુ પણ થઈ ગયો.

ઉપર્યુક્ત શંકાનો બીજો જવાબ એ છે કે હઝરત ઈસા (અ.) જ્યારે આસ્માનથી ઉતરશે ત્યારે હઝરત નબીએ કરીમ (સ.)નો સમય

તેમને મળશે. તેઓ એમના ઉપર ઇમાન પણ લાવશે અને એમના ધર્મની મદદ પણ કરશે. હઝરત ઇસા (અ.)ની પધરામણી મુસલમાનો માટે એક આશિર્વાદ રૂપ અને શ્રેયરૂપ નીવડશે તેઓ દજ્જાલને કત્લ કરશે. પૃથ્વીને અદલ ઇન્સાફથી ભરી દેશે. તેઓ એક સમય લગી જીવતા રહી વફાત પામશે અને નબીએ કરીમ (સલ.)ના સમયમાં દફન થશે. એ બધા બનાવો એવા છે કે જેનાથી બધા મુસલમાનો જાણકાર છે.

## ગુલામ અહમદ કાદયાનીના અનુયાયી.

આજકાલ એક પક્ષ મીરઝા ગુલામ અહમદનો અનુયાયી છે. એ પક્ષ એક બાજુએ હઝરત ઇસા (અ.)ની વફાતને માનનારો છે તો બીજી તરફ હઝરત નબીએ કરીમે (સ.) હઝરત ઇસા (અ.) પ્રત્યે કરેલી સર્વ ભવિષ્ય વાણીઓના સાક્ષાત સ્વરૂપ મીરઝા ગુલામ અહમદ કાદયાનીને ગણે છે.

એ ફિરકો ધીમે ધીમે કેળવાએલા નવયુવાનોને આકર્ષી રહયો છે. જો કે દેખીતી રીતે એ કાદયાની પંથના બે ભાગલા પડી ગયા છે. ગુલામ અહમદ અને હકીમ નુરૂદ્દીનના મરણ પછી ગુલામ અહમદના અનુયરો બે ભાગમાં વહેંચાઈ ગયા. એક ભાગ ઉપર ગુલામ અહમદના પુત્ર મીરઝા મહમુદનો કબ્જો છે, તો બીજા ભાગ ઉપર મુહમ્મદઅલી લાહોરી સત્તા જમાવી બેઠા છે. મહમુદની પાર્ટી તો ગુલામ અહમદને સ્પષ્ટ રીતે નબી કહે છે અને એ દાવો ઘણીજ ધૃષ્ટતા અને હિમતથી કરે છે. એથીજ મીરઝા અહમદને નહિં માનનારાને કાફિર કહે છે. એમના જનાઝાની નમાઝ પઢવાને હરામ

કહે છે. એ પાર્ટીના મત મુજબ દરેક તે મુસલમાન કાફિર છે કે જે મીરઝા સાહબને નબી નથી માનતો. રહી લાહોરી પાર્ટી, તો તે મીરઝા સાહબને નબી કહેતી નથી, બલ્કે તેને મુજદ્દિદ (સુધારક) માને છે. એ પક્ષ માને છે કે મીરઝા સાહબે નુબુવ્વતનો દાવોજ કર્યો નથી. જો તેમણે નુબુવ્વતનો દાવો કર્યો હોત તો અમે તેમને નબી માનત. જો મીરઝા સાહબ પોતાને નબી કહેત તો તેમને માનવામાં કંઈ વાંધો નથી, પણ એ આવશ્યક છે કે તે મીરઝા સાહબને એ સર્વે આગાહીઓના ખરા સ્વરૂપ માને છે, કે જે નબીએ કરીમે (સ.) હઝરત ઈસા (અ.) પ્રત્યે કહી હતી. તેઓ મીરઝા સાહબને મુજદ્દિદ કહે છે, પરંતુ સામાન્ય સુધારકો પેઠે તેમને ગણતા નથી. જેવા હઝરત ઉમર ઈબ્નિ અબ્દુલ અઝીઝ કે મુજદ્દિદે અલ્ફસાની અથવા હઝરત સૈયદ અહમદ બરેલ્વી (રહ.) બલ્કે એમના મતે મીરઝા સાહબ એક ખાસ મુજદ્દિદ છે કે જેઓ તે ભવિષ્ય વાણીઓના હેઠળ આવ્યા છે કે જે હ. ઈસા (અ.)ના સંબંધી કહેવામાં આવી હતી. એ પાર્ટી પણ હઝરત ઈસા (અ.)ના મરણની માન્યતા ધરાવે છે અને હઝરત ઈસાની વાટ જોતા નથી. મીરઝા સાહબ અને તેમની બંને પાર્ટીઓ સંબંધી મને કંઈ કહેવાની જરૂર નથી. મીરઝા સાહબનો હાસ્યજનક બકવાટ એટલો પ્રસિધ્ધ થઈ ગયો છે કે સમજદાર અને ભણ્યો ગણ્યો માણસ તેના ઉપર વિશ્વાસ કરી શકતો નથી.

મીરઝા સાહબના પાપના ઘડા સંબંધી જેટલું હું જાણું છું. તેટલું ભાગ્યેજ કોઈ જાણતો હશે, કારણ કે મીરઝા સાહબની બડી બેગમ અમારા મહોલ્લાનીજ છોકરી છે. ખ્વાજા મીર દર્દના ખાનદાનની એ છોકરી છે. જ્યારે મીરઝા સાહબ મુહમ્મદી બેગમ સાથે પ્રેમમાં પડેલા

અને તેઓ એનાથી નિકાહ કરવામાં રોકાએલા, અને લાલચ ધમકીની હારા-દોર લાગેલી, પોતાની પુત્ર વધુને તલાક અપાવવાની ધમકી આપેલી અને પોતાના પુત્રને તમામ હકોથી બરતરફ કરવાની ધમકી આપેલી, ત્યારે બડી બેગમ ઘણાં અકળાયલાં. એક તરફ મીરઝા સાહબ મુહમ્મદી બેગમની ચિંતામાં ફસેલા હતા અને બીજી તરફ બડી બેગમે ગુંડા તાવીઝનો તુમાર શરૂ કરેલો. બડી બેગમના સગા સાકર મતરાવી દિલ્હીના હાજી અકબર સાથે મોકલતા હતા.

ઘણાએ તાવીઝ અને સાકરના ગાંગડા દિલ્હીથી નિકાસ થતા, કે ગમે તેમ કરી મીરઝા સાહબનું દિલ મુહમ્મદી બેગમ તરફથી ફરી જાય. ત્યાં અર્શપર નિકાહખ્વાની થતી હતી અને દિલ્હીમાં શાહ કલ્લન ડુગડુગીવાલા મહોલ્લામાં હાજી અકબરના ઘેરે નિકાહ તોડાઈ રહયાં હતાં! અંતે બડી બેગમના ગુંડા તાવીઝો સફળ થયા અને મિરઝા સાહબ આ જગતમાંથી સીધાવી ગયા.

નબીએ કરીમે (સ.) જે શબ્દોમાં હઝરત ઈસાના આગમનની ખબર આપી છે અને જે ગુણો એમના સંબંધી કહયા છે, અને વળી હઝરત ઈસાનું ઠેકાણું બતાવતાં એ પણ દર્શાવ્યું છે કે "ઈન્નહુ લયસા બયની વ બયનહુ નબીઉન (અર્થાત) તે ઈસા આવશે કે જેના અને મારા દરમિયાન કોઈ નબી નથી. કિન્તુ તેજ મરિયમનો પુત્ર કે જેના પછી હુંજ નબી આવ્યો છું. મારા અને તેના દરમિયાન કોઈ નબી નથી આવ્યો." એજ પ્રમાણે કુર્આને ઘણા સ્પષ્ટ શબ્દોમાં દર્શાવ્યું છે: "વમા કતલુહુ યકીનમ બર્રફઉહુલ્લાહુ ઈલયહ" અર્થાત- યહુદીઓએ હઝરત ઈસાને નિશ્ચય કત્લ કર્યા નથી, બલ્કે ખુદાએ તેને પોતાની તરફ ઉઠાવી લીધા." જો એટલા સ્પષ્ટ અને સાફ શબ્દો પણ

તમને સંતોષી શકતા નથી, અને તમે એ માટે નિરૂપાય છો કે ઇસાને મરણ પામેલા કહો અને ગુલામ અહમદને આકાશથી આવનાર ઈબ્નિ મરયમ સમજો, તો હવે તમેજ બતાવો કે અલ્લાહ તઆલા કેવા શબ્દો બોલત અને કુર્આનમાં કયા શબ્દો મોકલત કે જેનાથી તમને સંતોષ થાત, અને સામાન્ય મુસલમાનો પેઠે હઝરત ઇસાને જીવતા માનત? અને તેમને આવનાર સમજત અને મીરઝા ગુલામ અહમદને જુઠો સમજત?

## ભવિષ્યનો ઇતિહાસ

સારાંશ કે નબીઓ (અ.)ની પાસે સત્ય છે, નિશ્ચય છે, વિશ્વાસ છે, પ્રત્યક્ષ અવલોકન છે અને તમારા યુરોપની પાસે અનુમાન છે, અટકળ છે, અંદાઝો છે, ધારણા છે. તમે અનુમાનનો મુકાબલો સત્યથી કરો છો! એ તો પ્રત્યક્ષ નિરિક્ષણ કે અવલોકન છે. તમે કેન્ટ અને ન્યુટનની ખોટી ધારણાઓ અનુસાર કુર્આનને જોવા ઇચ્છા ધરાવો છો અને એથી ખુશ થાઓ છો, જો કે ઇન્સાફની દ્રષ્ટીએ તો એમ થવું જોઈતું હતું કે કુર્આન અલ્લાહની વહી છે. તેને મૂળ ઠેરવત અને જે મત કુર્આનની વિરૂધ્ધ હોત તો તેને ઠોકર મારત. તમે બદલી જનારી ધારણાઓ અને ફરી જનારી થીયરીઓના એવા માનનારા છો કે એ ખોટી ધારણાઓ સાથે ખુદાની અપરિવર્તનશીલ વહીને સરખાવો છો. ધારો કે આજ ઇસ્લામનો અમુક નિયમ જર્મનીના ડોકટરના મતને મળતો આવ્યો. તમે એને મઝા લઈ લઈને વર્ણવવો શરૂ કરી દીધો. જુઓ સાહબ! જર્મનીનો ડોકટર તેજ કહી રહયો છે કે જે ઇસ્લામે તેરસો વર્ષ પહેલાં કહયું હતું પરંતુ હું આપ સાહબોથી પૂછું છું કે કાલ એ ડોકટરનો મત બદલાઈ ગયો

કે જેમ આપણે જોઈ રહ્યા છીએ, આકાશ મંડળ પ્રત્યે યુરોપના તત્વજ્ઞાનીઓનો મત ફેરવાઈ રહ્યો છે. મંગળ ગ્રહની નહેરો વિષે હું હમણાજ કહી ચૂક્યો છું. ડોકટરોના નવા નવા અનુભવો આપને હંમેશા જણાય છે. એક અનુભવ બીજા અનુભવને રદ કરનારો અને વિરોધી હોય છે. તો તમે પણ એમની સાથે સાથે ઇસ્લામના નિયમોને પણ બદલી નાખશો ?

## હિન્દની સ્થિતિ

આજે હિન્દુસ્તાનમાં જે કંઈ થઈ રહ્યું છે તે શું એજ પુસ્તકોની અસર નથી. જે હિન્દુસ્તાનના ઈતિહાસ કે મુગલોના ઈતિહાસના નામે લખવામાં આવ્યા છે ? જેની આજે એવી અસર છે કે માલવીયાજી કોંગ્રેસથી રાજીનામું આપવા તૈયાર છે, પરંતુ હિન્દુસ્તાનના બે પ્રાંતોમાં મુસલમાનોની કલ્પિત સત્તાનો સ્વીકાર કરવા તૈયાર નથી. મુસલમાનોની એ સ્થિતિ છે કે તેઓ એ વ્યવહારિક લઘુમતિને પણ માંગેલી નિઅમત ગણે છે. જો કે એ મળેલી વધુમતિ પણ કલ્પિત અને શંકાશીલ છે. હું આપને સત્ય કહું છું, **સો વર્ષ સુધી આ દેશમાં હિન્દુઓ અને અંગ્રેજોએ મળી મુસલમાનોને તબાહ કર્યા છે.** હું હમણા બિહારથી આવી રહ્યો છું. મને મુહમ્મદ ખલીલ વકીલે કહ્યું કે સને ૧૯૦૧ માં **આ પ્રાંતની ચૌદ આની ઝમીનદારી મુસલમાનો કને હતી. પરંતુ સને ૧૯૩૧માં માત્ર ત્રણ આની ઝમીનદારી મુસલમાનો પાસે રહી ગઇ.** તેમણે એ પણ કહ્યું કે **મુસ્લિમ અમીરો સામે એક હજાર દેવાની રકમના અવેજમાં ત્રણ લાખ રૂપીઆના હુકમનામા થયા છે.**

ખુદાનો ગઝબ ! ક્યાંય ચક્રવૃધ્ધી વ્યાજનું આવું દુષ્ટ દ્રષ્ટાંત મળી સકે છે ? પરંતુ સરકાર એ હુકમનામા બજાવતી રહી અને પોતાના બળ વડે મુસ્લિમ ઝમીનદારોનો નાશ કરતી રહી. અંગ્રેઝો એ જાણતા હતા કે હિન્દુઓ મુસલમાનોને નોકરીઓમાં પેસવા દેતા નથી અને સર્વે ઓફીસોમાંથી તેમને નાલાયક કહી કાઢી મૂકે છે છતાં, અંગ્રેઝો હિન્દુઓને હાથે મુસલમાનોના નાશનો તમાશો જોતા રહયા જ્યારે મુસલમાનો દરેક રીતે નિર્બળ થઈ ગયા અને તેમના રાજ્યકીય જીવનનો અંત આવી ગયો અને તેમની કવમી મહત્તા નાશ પામી ત્યારે સેંકડે પચ્ચીસ ટકા નોકરીઓની જાહેરાતનો તેમને વિચાર સુઝી આવ્યો !

કી મેરે કત્લકે બાદ ઉસને જફાસે તોબા;

હાય ! ઉસ ઝુદ પશેમાંકા પશેમાં હોના !

સારાંશ કે, યુરોપી પ્રજાએ જે ઈતિહાસ રચ્યો છે તે પોતાના હેતુઓ સાધવા માટે રચ્યો છે. પણ નબીઓ (અલય.)નો ઈતિહાસ સત્યો અને સત્ય બિનાઓ પર છે. તે જુઠાણા અને આક્ષેપોથી ચોકખો છે. મેં હમણાજ કેટલાક ભૂતકાળના બનાવો વર્ણવ્યા. હવે જો તમે કહો તો થોડીક ભવિષ્યની બીનાઓ પણ કહું, કે જેથી તમને જણાય કે નબીએ કરીમ (સ.)ના વર્ણવેલા પ્રસંગોમાં ભૂત અને ભવિષ્ય એમ બંનેનો સમાવેશ થાય છે.

## કબરોમાંથી ઉઠવું

લ્યો, આ રહી પહેલી વાત ! જ્યારે તમે કબરોમાંથી ફરી પાછા જીવતા થશો અને બીજી વાર સૂર ફુંકાયા પછી કબરોમાંથી નીકળશો તો તમે જાણો છો કે તમે શું કહેતા નીકળશો ?

"યા વયલના, મસ બઅસના મિમ મરકદિના !

ક્યામતના દિવસે કબર–જીવનને નિંદ્રા સમજશો અને કહેશો કે "અમારા નિંદ્રા–સ્થાનમાંથી અમને કોણે જગાડયા ?" કબરની ઝિંદગી સંસાર–જીવન કરતાં નિરાળી અને જુદી પડતી છે. ક્યામત–જીવન, કબર–જીવન છે. તમે નિરાળું આ જગતનાથી જીવનને જીવન સમજો છો, અને હું વીનવ્યા કરૂં છૂં કે જીવનનો પ્રારંભ તો હવે પછી થશે. એ તો સ્વપ્નું છે. જે દિવસે આંખો બંધ થઈ જશે તે દિવસે ખરૂં જોતાં જોતાં આંખો ઉઘડશે. જેમ તમે સ્વપ્નાથી જાગી જઈ સ્વપ્નાની વાતોને યાદ કર્યા કરો છો અને કેટલીક વાર તો સ્વપ્નાની વસ્તુઓ પર એટલો વિશ્વાસ બેસી જાય છે કે તમે જાગ્રત દશામાં પણ એમ ધારો છો કે તે વસ્તુ અહીંજ રાખી છે.

## એક વાણીઆની વાત

એક વાણીઆની વાત પ્રસિધ્ધ છે. એ સ્વપ્નામાં જોઈ રહયો હતો કે કોઈ દેવાદારની સાથે વ્યાજ વિષે વઢી રહયો છે. એ બે રૂપીઆ માંગતો હતો અને તે એક રૂપીઓ આપી રહયો હતો. એ વાદવિવાદમાં વાણીઆની આંખ ઉઘડી ગઈ તો તે સફાળો આંખો બંધ કરી કહેવા લાગ્યો, "વારૂ, ભાઈ એકજ રૂપીઓ આપી દો." એવીજ કંઈ દશા તમારી મોત પછી થનાર છે. તમે એકેએક વસ્તુને સંભારશો, શોધશો, કદી તો તમે તમારા સ્ત્રી બચ્ચાને બૂમ પાડશો, ફરિસ્તાઓ કહેશે, "હોશિયાર થઈ જાવ, આ સંસાર નથી, આ તો કબરની દુન્યા છે. સંસારની બધી વસ્તુઓ ભૂલી જા."

## મુસલમાનો સાથે અલ્લાહની પ્રથમ વાતચીત

તમે જાણો છો કે અલ્લાહ પાક કયામતના દિવસે સૌથી પહેલાં શું વાત કહેશે? તે ફરમાવશે કે તમે મારી મુલાકાત કરવા ઈચ્છતા હતા? શું તમને મારી મુલાકાતનો ઉત્સાહ હતો? મુસલમાન બંદાઓ વીનવશે કે "હે અલ્લાહ અમે તારી મુલાકાતના ઉત્સુક હતા." એક મુસલમાનનો જીવન ઉદ્દેશ એનાથી વધુ શું હશે કે તે પોતાના પરવરદિગારની મુલાકાત અને તેના દર્શનથી તૃપ્ત થાય? એજ કારણ છે કે મુસલમાન મવતથી ગભરાતો નથી, ડરતો નથી અને કાફિર મવતથી ગભરાય છે. કમનસીબ કાફિરની સામે તો કેવળ સંસાર જીવનજ છે, તેથી તે જીવનનો મહાલોભી છે. તેને મવતથી ઘણો અણગમો છૂટે છે, અને જીવન-લાલસામાં અહલે-કિતાબ અને મુશરિકો એકમત છે, જેમ મુશરિકને મરવુ ગમતું નથી તેજ પ્રમાણે અહલે-કિતાબ પણ મરવાથી ઘણોજ બીએ છે અને તેનું કારણ આ છે બન્ને અંધકારમાં છે. અલ્લાહે એમના માનસનું વર્ણન કેવા સુંદર શબ્દોમાં કર્યું છે! અને તેનાથી બહેતર માણસના કેરેકટર (ચરિત્ર)ની નબળાઈ કોણ જાણી શકે છે? કારણ કે તેજ ઉત્પન્ન કર્તા છે. તેથી અમને સારી રીતે ઓળખે છે:

વલકદ ખલકનલ ઈનસાન વ નઅલમુ મા તુ વ સવિસુ બિહિ નફસોહ."

(અર્થાત) તે તો માનુષી-હૃદયના સંદેહોને યે જાણે છે અને મુસલમાનના શાંતિ સંતોષને પણ જાણે છે અને કાફિરોના અ સંતોષનો પણ જાણકાર છે."

## મવતનું એક ધોરણ.

સાહબો ! વાત તો એ છે કે મવત તો એક કસોટી છે, કે જ્યાં કુફ્ર અને ઇસ્લામનો ભેદ જણાઇ આવે છે. કાફિર મવતના નામે ધ્રૂજી ઉઠે છે અને મુસલમાન મવતનું નામ સાંભળી એની તરફ ધસે છે અને લપકે છે. યુરોપ તો એમ સમજે છે કે સંસારજ સંસાર છે અને મરણ પછી કંઈ નથી. અહીંઆંથી ગયા તે ગયા. રહયા હિન્દના મુશરિકો તો તે બિચારા કઈ ગણત્રીમાં છે ? તેઓ પોતાની એજ જુની માન્યતાને લઈ બેઠા છે કે "અહિંયાથી ગયા તો પ્રભુ જાણે કુતરા બનીશુ કે બિલાડીના રૂપમાં જશું ?" એટલા માટે અલ્લાહે દર્શાવ્યું છે કે "ફતમન્નઉલ મવત ઇન કુનતુમ સાદિકીન" જો તમે તમારા દાવામાં સાચા છો તો મવતની માગણી કેમ કરતા નથી ? "વલ યતમન્નવનહુ અબદન બિમા કદમ્મત અય દીહિમ" કદી મવતની ઇચ્છા કરી શકતા નથી, કારણ કે તેઓના દિલમાં ચોરી છે અને તેઓ જાણે છે કે મરવા પછી તેમના શા હાલ થવાના છે. આ કાફિરોના મુકાબલામાં એક એવો પક્ષ છે કે જેઓ નબીઓ (અલય.) પર ઇમાન રાખે છે એમની એ હાલત છે કે એમને મવત એટલું પ્રિય છે જેટલું કાફિરોને જીવન. "બે દિલે" કેવું સુંદર કહયું છે :

ઝિંદગી દર ગરદનમ ઉફતાદા "બે દિલ" ચારા નીસ્ત
શાદ બાયદ ઝીસતન, નાશાદ બાયદ ઝીસતન !

મેં હમણાંજ વીનવ્યું હતું કે મર્યા પછી જે કંઈ થવાનું છે તે મુસલમાન જાણે છે તેથી તેને મવત માટે ગભરાટ થતો નથી અને એજ કારણ છે કે તે આ જગતને પોતાનું ઘર અને રહેવાનું

સ્થળ સમજતો નથી . હઝરત રસૂલે કરીમ (સ.) દર્શાવે છે : કુન ફીદદુન્યા કઅન્નકા ગરીબ અવઆબિરા સબીલ" ( ભાવાર્થ ) જગતમાં એવું જીવન ગુઝારો કે જેમ કોઈ રસ્તે ચાલનાર મુસાફર હોય છે.

આ સંસાર માટે હુઝુર (સ.) દર્શાવે છે:—"અદ દુન્યા સિજનુલ મુઅમિન વ જન્નતુલ કાફિર" મુસલમાનોના નઝદીક દુન્યા એક કેદ ખાનાની પેઠે છે, તેથી મુસલમાનને એમાં કંઈ રસ નથી, તે જગતના સર્વે કાર્યો કરે છે પણ એનું દિલ પરલોક પ્રત્યે લાગેલું રહે છે. તે કાફિરની મોત માગતો નથી.

## મૌત સમયનું હાલરડું

સાહબો! જેમ મા હાલરડું ગાઈ પંપાળી પોતાના બાળકને સુવાડે છે, તેજ પ્રમાણે અલ્લાહ પોતાના ઈમાનદાર બંદાઓને મૌતના સમયે હાલરડું આપે છે.

"પોતાના ખાસ બંદાના આત્માને એ પ્રમાણે કબ્જે કરે છે કે એને હાલરડાની લઝઝતમાં ખબર પણ પડતી નથી." માતાનું હાલરડું તો તેજ-"આ જારી નિંદયા તૂ આ કયું ન જા" એ હોય છે, પણ ઈશ્વરી હાલરડું અજબ-મોહક હોય છે. દર્શાવવામાં આવે છે:-" યા અય્યુતહન્નફસુલ મુત મઈન્નિતુ રજિઈ, ઇલા રબ્બિકે રાદિયત મ્મરદીય ફદખુલી, ફી ઈબાદી ! વદખુલી, જન્નતી !" (અર્થાત) હે સંતોષી માણસ! તારા રબની તરફ પાછો ચાલ્યો આવ. તું તેનાથી રાઝી છે અને તે તારાથી રાઝી છે." લગાર "**અરજિઈ**"ને જુઓ. "લોટ ચલના" અને "લોટના" અને "લોટ જાના" ઉર્દૂમાં પણ બોલે છે. જ્યાંથી આવ્યા ત્યાં જવાને "લોટના" પાછા (ફરવું) કહે છે. એક

માણુસ સવારની ગાડીએ શિકોહાબાદ જતો હોય તો તમે પૂછો છો, ક્યારે પાછા ફરવા (લોટનેકા) નો વિચાર છે? તે કહે છે કે સાંજની ગાડીએ પાછો આવીશ. એજ અર્થ છે એ આયતનો કે જે મરણુ-સાંભળી બોલ્યા કરીએ થીએ. "ઇન્ના લિલ્લાહિ વઇન્ના ઇલયહિ રાજેઉન" એ શબ્દ (રાજેઉન) દર્શાવે છે કે અમે અહિંયાના રહેનારા નથી. પરલોકના રહેનારા છીએ. જ્યારે મરણ પામીએ છીએ તો જ્યાંથી આવ્યા હતા ત્યાં ચાલ્યા જઈએ છીએ. અને પોતાના વતન જવાનો સર્વેને ઉત્સાહ હોય છે, તેથી અમે પણ મવતની વાટ જોયા કરીએ છીએ. એને કહેવામાં આવે છે "ઇન્ના ઇલા રબ્બિકર રૂંજઆ" (ત્રીસમો પારો સુરે ખલક) અને એજ વિષયને ઇબ્રાહીમી સહીફાઓના હવાલાઓથી "સુરેનજમ"માં દર્શાવવામાં આવે છે: "વ ઇન્ના ઇલા રબ્બિક લ મુનતહા" "માણુસ ઝાતનું અંતિમ પરિણામ અને છેલ્લું સ્થાન અલ્લાહ પાકની પવિત્ર હસ્તી છે." અને ખરેખરી રીતે અમારા સૌનું વતન તેજ છે.

"હલ નુનબ્બિઉકુમ બિલ અખસરીન અઅમાલા; અલ્લઝીના દલ્લા સઅયુહુમ ફિલ હયાતિદ દુન્યા વહુમ યહસબુન અન્નહુમ યુહસનુન સુનઆ.

(અર્થાત) એ દુર્ભાગીઓથી વધારે કોણ કમનસીબ હશે કે જે જગતનેજ પોતાનો મૂળ જીવન ઉદેશ સમજે છે અને સઘળા પ્રયાસ સંસાર જીવન માટેજ કરે છે અને ફરી તેઓ એમ સમજે છે કે અમે બહેતર કામ કરીએ છીએ."

## હુબ્બુલ વતન મિનલ ઇમાન

સાહબો, અસલ વતન તો તેજ છે! કાફિર તે વતન સમજીજ શકતો નથી. એ તો નબીઓ (અ.)નું કામ છે જેઓ સત્ય-જ્ઞાની અને બ્રહ્મજ્ઞાની હોય છે તેજ બતાવી શકે છે કે વતન શું છે અને મુસાફરી શી છે હઝરત આરિફ રૂમીએ કેવું સુંદર દર્શાવ્યું છેઃ—

મખનીયે હુબ્બુલ વતન આમદ દુરૂસ્ત,
તુ વતન બિશનીસ અય ખાજા નખુસ્ત.

તમે પહેલું વતન તો સમજી લ્યો. અફસોસ છે કે કાફિરોના દેખાદેખી અમે પણ આ દુન્યાને વતન સમજી બેઠા છીએ!

## હઝરત ઈબ્રાહીમ (અ.)નો બનાવ

હ. ઈબ્રાહીમ (અ.) વિષે કહેવામાં આવ્યું છે કે જ્યારે મલેકુલ મવત આત્મા હરી લેવા આવ્યા, ત્યારે તેમણે કહ્યું:—

"મલેકુલ મવત! તમે કોઈ મિત્રને પોતાના મિત્રના પ્રાણ લેતાં જોયો છે?"

મલેકુલ મવત એ સાંભળી આકાશ તરફ પાછા ફર્યા. અલ્લાહના તરફથી હુકમ થયો કે અમારા ખલીલને પુછો કે:

"તમે કોઈ મિત્રને પોતાના મિત્રની મુલાકાતથી ગભરાતો જોયો છે?"

આથી હઝરત ઈબ્રાહીમે (અ.) કહયું કેઃ "મારો આત્મા આ ઘડીએજ કબજ કરો."

## હઝરત ઉમર (રદી.) વિષે એક ઘટના

જે દિવસે હ. ઉમર (રદી.) ઝખ્મી થયા અને જ્યારે આપને ઉઠાવી ઘરમાં લાવવામાં આવ્યા ત્યારે આપે ઘરમાં આવી નમાઝ પઢી. લોકો બીમાર–પુરસી માટે આવવા શરૂ થયા. કઅબ ઈબ્નિ અહબાર પણ આવ્યા. હઝરત અબ્દુલ્લાહ ઈબ્નિ અબ્બાસ પણ પધાર્યા. કઅબ ઈબ્નિ અહબારે કહ્યું "જો આ સમયે આપના માટે દુઆ કરો, તો મને આશા છે કે આપની ઝિંદગી લંબાશે."

હઝરત ઉમરે (રદી.) કઅબ ઈબ્નિ અહબારની વાત સાંભળીને કહ્યું : "જો મને એમ જણાય કે મારી ઝિંદગી મારા કાન સમિપ છે અને ઝરા હાથ ઉંચકવાથી મારૂં જીવન મારા હાથમાં આવી જશે તો મારા જીવન માટે મારા કાન સુધી પણ હાથ ઉપાડવા હું તૈયાર નથી."

## હાલરડાંનો સાર

સારાંશ કે તે હાલરડું જે અલ્લાહના તરફથી પોતાના બંદાને મવતના વખતે સંભળાવવામાં આવે છે, તે સાંભળી એ એવો સુઈ જાય છે કે કયામતના દિન સુધી સુતો રહે છે. જ્યારે કયામતનો સૂર્ય ઉગે છે, તો અલ્લાહ તઆલા પોતેજ પોતાના શુધ્ધ ભાવિક બંદાઓને જગાડે છે અને કહે છે : "ઉઠ ! સવાર થઈ. મ્હોડું હાથ ધોઈ નાસ્તો કરી લે !" ફરી ઈર્શાદ થાય છે :

"હે મારા બંદા ! આજે તમને કોઈ ચિંતા કે શોક ઉપજવાનો નથી. જે લોકો મારી આયતો ( નિશાનીઓ ) ઉપર ઈમાન રાખતા હતા અને મુસલમાન હતા, તેમને હુકમ આપવામાં આવે છે કે

તેઓ જન્નતમાં પ્રવેશ કરે. તેમની સાથે તેમની પત્નિઓ પણ તેમના માનાર્થે જાય."

## હઝરત અમીર ખુસરૂ (રહ.)

હઝરત અમીર ખુસરૂ (રહ.) બૂઅલી કલંદરની સેવામાં આવ્યા કરતા અને દિલ્હીથી પાણીપત જતા હતા. એક દિવસ આવ્યા તો પોતાની પ્રખ્યાત ગઝલ સંભળાવી, જેનો એક શિઅર એ છે:

કીમતે ખુદ હર દો આલમ ગુફ્તઈ,
નરખ બાલા કુનકે અરઝાની હુનુઝ!

ખુસરૂ જેવા ગ્રાહકને એજ છાજતું હતું જે તેમણે કહયું. અમને તો પાંચ વખતની નમાઝ પઢીને પણ ગ્રાહક બનતું નથી આવડતું. બંને જહાં શું આપશું? જે ખરા પ્રેમી છે તેઓ તો બંને જહાં કરતાંયે ભાવ વધારવા ચાહે છે. ઝુલેખા જ્યારે હઝરત યુસુફને ખરીદીને લાવી તો સ્ત્રીઓએ મ્હેણું માર્યું કે તમામ ખઝાનો એક ગુલામ પાછળ ખાલી કરી આવી. તે આ સાંભળી હસી અને બોલી:

તમે જે માલને ઓળખતા નથી તેની ખરીદીમાં ખામી કેમ કહાડો છો? તમને શી ખબર છે કે મેં શું ખરીદ્યું અને હું શું આપી આવી?

જમા દે ચંદ દાદમ, જાં ખરીદમ!
બહમ્દુલિલ્લાહ અજબ અરઝાં ખરીદમ!

હઝરત સૈયદના અબુબક્ર સિદ્દીક (રદી.) જ્યારે હઝરત બિલાલને ખરીદવા ગયા અને ઉમૈયાને મ્હોં માંગ્યું મૂલ આપવા લાગ્યા, તો ઉમૈયા બોલ્યો: "તમે તો અનુભવી વ્યાપારી છો, છતાં એક હબશી

ગુલામની એટલી કીમત આપી રહયા છો?" હઝરત અબુબક્રે કહયું "તું યે મશહુર સોદાગર છે પણ તને ગ્રાહકનો ચ્હેરો પણ પારખતાં આવડતો નથી. જો તું મને એમ કહેત કે અબુબક્ર! તમે મારા ગુલામ થઈ જાવ તો હું એને આઝાદ કરીશ તો હું પોતે ગુલામી કબૂલ કરી લેત, પણ બિલાલને આઝાદ કરાવત." મુલ તો ત્યારે વધે છે જ્યારે કોઈને માલની કદર હોય. એક ઝમીન બમણી અને ત્રણ ગણી કિંમત આપી ખરીદી લો છો. એક મેમ્બરી અને કાઉન્સિલ માટે તમે હઝારો રૂપીઆ ખરચ કરી સકો છો, પરંતુ ખુદાના માર્ગે ખરચ કરતાં તમારો શ્વાસ રૂંધાઈ જાય છે!

## હઝરત બુઅલી કલંદર (રહ)

સારાંશ કે જ્યારે અમીર ખુસરૂ (રહ.) પોતાની ગઝલ સંભળાવી ચુકયા તો હઝરત બૂઅલી કલંદર (રહ.) સાહબને દરખાસ્ત કરી. કલંદર સાહબ પ્રથમ તો બોલ્યા: "આપ લોકો સાલિક છો અને અમે તો દીવાના અને મજઝુબ છીએ, પરંતુ હઝરત ખુસરૂ (રહ.)ના આગ્રહથી કલંદર સાહબે (રહ.) શિઅર સંભળાવ્યો:

ગયરત અઝ ચશમ બરમ, રૂએ તુ દીદન ન દહમ,
ગોશરા નીઝ હદીસે તુ શનીદન ન દહમ!

(ભાવાર્થ) જ્યારે મારૂં મવત ઇસ્લામ પર થાય છે, તો મને ફરી શો શોક છે? ગમે તે રીતે મને મારી નાખવામાં આવે મને મવત માટે શોક નથી, ન મને મરવાની ચિંતા અને ધગધગતી અગ્નીનો અંદેશો છે. જયારે હું મારા રબની તરફ પાછો ફરૂં છું તો

ચિંતાનું કોઈ કારણ નથી. મને અર્શના માલિકે દરેક વિપત્તી ઝીલવાની હિમ્મત અર્પણ કરી છે."

મારા પ્રિય દોસ્તો! આશિકોની દુન્યાજ નિરાળી છે પણ શરત એ છે કે કોઈ સત્ય દોરવણી કરનાર હોય. હવે એ લોકોની કથાઓ છે કે જે અમારી પહેલાં ગુઝરી ગયા. હઝરત હુસૈન ઈબ્નિ મનસૂરને જ્યારે કત્લ કરવા લઇ જવામાં આવતા હતા અને જયારે લોકો તેમના ઉપર પત્થરો ફેંકતા હતા અને તેમના મ્હોં પર થપ્પડો મારતા હતા તો એ દશામાં તેઓ કહેતા હતા : (તરજુમો) "મેં સઘળી મુસીબતો જાણીબુઝીને ઉપાડી છે અને મારો એ વિશ્વાસ છે કે મારા રોગ મવત વડેજ મટી શકે છે. એક આશિકનો આત્મા દરેક મુસીબત પર એ માટે ધીરજ રાખે છે કે કદાચ બીમાર પાડનાર કદી તો બીમાર પુરસી કે સારવારના બ્હાને આવી નીકળે."

સાહબો! જે લોકો ચ્હેરો જોઈ પ્રાણ આપતા હોય તેમને મવતની ઈચ્છા ન હશે તો બીજા કોને હશે? અને એ લોકો મવતથી શા માટે ગભરાશે? એમનું મવત તો ખરેખર ઈશ્વરી દર્શનના દ્વાર છે. એમના મતે મવત અને ઇશ્વરી દર્શન એકજ વસ્તુ છે. એ લોકો મવત ઉપર એવા મોહિત છે જેવા તમે ઝિંદગી પાછળ ગાંડા, એમની મવત, મવત નથી, બલ્કે એક નવિન જીવનનો યુગ છે કે જે પ્રથમ યુગથી લાખો ગણો બહેતર છે.

## સૌથી પહેલી વાત

સાહબો, હું એ કહી રહયો હતો કે કયામતમાં અલ્લાહ સૌથી પહેલાં પોતાના મુસલમાન બંદાઓથી પુછશે : "શું તમને મારા

દર્શનનો શવક હતો ?" બંદાઓ હકારમાં જવાબ દેશે. ફરી પુછવામાં આવશે કે, "મારી મુલાકાતનો શવક શા માટે હતો ?" બંદાઓ વિનવશે કે :

"રજવના મગફિરતિક વ રહમતિક" "ઇલાહી, અમને તારી રહમત અને ક્ષમાની આશા હતી."

એમના માટે હુકમ થશે કે "મેં મારી રહમત અને ક્ષમા તમારે માટે વાજિબ કરી દીધી !" એ સૌથી પહેલું કામ છે કે જે હમણાં સુધી ભવિષ્યના પડદામાં અદૃશ્ય છે, પરંતુ હું આજ આપ લોકોને ભવિષ્યનો ઈતિહાસ સંભળાવી રહયો છું. આપનું યુરોપ તો વધુમાં વધુ એ કહે છે કે ઇસા (અ.)થી બે હઝાર વર્ષ પુર્વે એમ થતું હતું, અને હું કહું છું કે આજથી હઝારો વર્ષ પછી એમ થનાર છે. આપ લોકો પાસે આધુનિક સમયના નાસ્તિકોની નવી રવશની છે, અને મારી પાસે નુબુવ્વત-દીપકનો પ્રકાશ છે.

## વીસમી સદીના નવયુવાનો

આજકાલના નવયુવાનો મવલ્વીઓની વાતો પર હસ્યા કરે છે. જ્યાં કોઈ પયગમ્બરના ચમત્કારનું વર્ણન આવ્યું અથવા કોઈ વલીની કરામતનું વર્ણન થયું કે એ લોકો પોકારી ઉઠયા : "મવલ્વી સાહબ ! આ વીસમી સદીમાં આપ એવી હાસ્યજનક વાતો કરો છો ? આ ઝમાનામાં તો આપ લોકોએ બુધ્ધિની વાતો કરવી જોઈએ !" કિન્તુ વીસમી સદી કંઈ ઘણીજ બુધ્ધિપૂર્વક છે, જેમાં અલ્લાહના મુકદ્દસ બંદાઓની કરામતો અને ચમત્કારોને સ્થાન નથી. મુઅજિઝા અને કરામત અક્કલમાં ન આવે તેવી વસ્તુ છે ? હું કહું છું કે હા મિયાં,

તમે સાચું કહો છો. આ વીસમી સદીમાં નબીઓ (અલય.)ના મુઅજિઝા અને દીનના બુઝુર્ગોની કરામતોને સ્થાન નથી. પરંતુ આ વીસમી સદીમાં દારૂ જગજાહેર વેચી શકાય છે, આ વીસમી સદીમાં વેશ્યાઓ પોતાની શર્મ-ગાહોનો જગઝાહેર રીતે ભાવ કરી શકે છે. આ વીસમી સદીમાં નિઃશસ્ત્ર શહેરીઓ ઉપર હવાઈ જહાઝ વડે બોમ્બ વૃષ્ટી થઈ શકે છે. આ વીસમી સદીમાં હાથ જોડી દેશી કાપડની ભલામણ કરનારાઓને ૭ માસની કયદ થઈ શકે છે. આ વીસમી સદીમાં કરોડો માણસો ઉપર એમની મરજી વિરૂધ્ધ રાજ્ય કરી શકાય છે. આ વીસમી સદીમાં દરેક પ્રકારની અનીતિ, જંગલીપણું, બેઈમાની, દમન નીતિ વ્યાજબી છે પરંતુ ખુદાના પવિત્ર બંદાઓના શિક્ષણ માટે આ વીસમી સદીમાં એક પારકો પુરૂષ એક પારકી સ્ત્રીના ગળામાં હાથ નાખી નાચી શકે છે, પરંતુ ખુદાઈ સુધારા-સભ્યતા માટે એ સદીમાં દ્વાર બંધ છે. આજકાલ વિદ્યાની ચર્ચા છે. દરેક મહોલ્લામાં એક બે મેટ્રીક-ફેલા મળી જાય છે, પરંતુ શું નબીઓ (અલય)નું શિક્ષણ કાનુન નથી? મુખ્યત્વે કરી જનાબ સય્યદુલ મુરસલીન (સ.)નું પવિત્ર શિક્ષણ તો કાયદા અને કાનુનથી ભરપુર છે. નબીએ કરીમ (સ.)નું પવિત્ર જીવન તો ચમત્કારજ ચમત્કાર છે. તમે ચમત્કારો (મુઅજિઝા)નો ક્યાં સુધી ઇન્કાર કરશો? ચંદ્રના બે ટુકડા થવા, ઝાડ પત્થરનું સલામ કરવું, આંગળીઓમાંથી પાણીનું નીકળવું—જો એ વાતો આપની નઝરે હાસ્યજનક છે તો એક ઉમ્મી (અક્ષરજ્ઞાન રહીત) માણસનું લુદીનાના કાંકરા ઉપર બેસી એક સંપૂર્ણ કાનુન બનાવી દેવું પણ આપને ચમત્કાર લાગતું નથી?

## કાનુનોની રચના

તમારી વીસમી સદીમાં કાઉન્સિલો છે. એસેમ્બલી છે જેમાં કાયદા મુકાય છે. સિલેક્ટ કમિટિમાં તે જાય છે. સામાન્ય પ્રજામત માટે તે પ્રસિધ્ધ થાય છે. પાંચ પાંચ હઝારના પગારદાર લો મેમ્બરો એના ઉપર વિચાર ચલાવે છે. એસેમ્બલીના મેમ્બરો એના ઉપર વિવાદ ચલાવે છે. એ સર્વે સ્થિતિઓમાંથી પસાર થયા પછી એક કાયદો બને છે અને થોડાજ દિવસ પછી એ કાનુનમાં સુધારાની જરૂર પડે છે. આજે ફોજદારી કાયદામાં એટલી ગુછેડીઓ લાગેલી હોય છે કે જેમ કોઈ ગરીબ માણસના કપડામાં થીંગડાં લાગેલાં છે. એક ફકરાને બીજા ફકરા સાથે મેળવીને વાંચો, "બી"ની જગ્યાએ "સી"નું લખાણ વાંચો. અને "એ" ની જગ્યાએ "ડી" ના શબ્દો વાંચો. એટલી વાત તો આમ પ્રજા પણ જાણે છે કે પહેલાં ચોરની જામીનગીરી લેવાતી ન હતી, હવે લેવાય છે. પહેલાં વોરંટ કઢાવી પોતાની પત્નિને પીએરથી લઈ આવતા, પણ હવે લાવી શકતા નથી. તો બતાવો કે કાનુનમાં સુધારો થયો કે નહિં?

## મર. મુહમ્મદ અલીવાળી ઘટના

કાલનીજ વાત છે. મર. મુહમ્મદઅલીની ખુદા મગફિરત કરે કે એમણે કલમ ૧૫૩ (અ)માં સુધારો કરાવ્યો. જ્યારે લાહોરના એક આર્યાએ (મઆઝલ્લાહ) નબીએ કરીમ (સલ.)નું અપમાન કર્યું ત્યારે વાત ઘણી લંબાઈ અને સામાન્ય રીતે તમે દુલીપસીંગ પર હુમલા કરવા શરૂ કર્યા, જો કે હાઈકોર્ટના જડજ પર અથવા તેના ઇરાદા ઉપર હુમલા કરવાથી ગવર્નમેન્ટ કેવી રીતે સહન કરી શકતી હતી?

પરંતુ મવલાના મુહમ્મદઅલીએ કાનુનની ખામી ઝાહિર કરી, અને એ બતલાવ્યું કે દુલીપસીંગે કાનુન વિરૂધ્ધ નથી કર્યું, પરંતુ કાનુનમાં એવી જોગવાઈ છે અને કાનુનમાં ખામી મવજુદ છે. તમે તમારી દુષ્ટ ટેવ મુજબ તે સમયે એ બિચારા મહુંમ ઉપર પણ હિન્દુ-નવાઝીનો આક્ષેપ મુકયો. તમે કયાં કોઈને મુકો છો? તમે તો દરેકને પોતાના મત પ્રમાણે ચલાવવા માંગો છો. અંતે સરકારે કાનુનમાં રહેલી ન્યુનતાને સ્વીકારી અને સુધારા માટે એ કાનુન સિલેકટ કમિટિને હવાલે કરાયો.

## ઓર્ડીનન્સની માગણી.

કદાચ તમને યાદ હશે કે મવલાના મુહમ્મદઅલી મહુંમે વારંવાર પોતાના વર્તમાનપત્રમાં લખ્યું પોતે પણ કેટલીયે વાર વાઇસિરોયનું ધ્યાન ખેંચ્યું કે જ્યાં સુધી ૧૫૩ (અ)ની કલમનો ચૂકાદો બહાર પડે, અથવા રાજપાલના ચુકાદા પર પુનઃ અવલોકન થાય ત્યાં લગી વાઇસિરોય એક ઓર્ડીનન્સ પસાર કરે કે જેથી નબીઓ (સલ.)ના માન અને આબરૂનું રક્ષણ એ ઓર્ડીનન્સ દ્વારા કરી શકાય, પરંતુ જે વાઇસિરોય કોંગ્રેસની ચળવળને કચડવા સવાર સાંજે એક ઓર્ડીનન્સ બહાર પાડતો હતો અને તેની નોકરશાહી ઓર્ડીનન્સ દ્વારા જલસા કરનારા કે સરઘસો કાઢનારા ઉપર ખુબ અત્યાચારો કરતી હતી, તે ચૂપ બેસી રહયો અને ખુદાના પવિત્ર પયગમ્બરોના માન સાચવવા અને બિભત્સ બકનારા આર્યો અને ઇસાઈઓની જીભ અને કલમથી નિર્દોષ ઇનસાનોને બચાવવા એક ઓર્ડીનન્સ એનાથી ન બનાવી શકાયું.

## ૧૫૩ (અ)માં સુધારો

સારાંશ કે મુસલમાનોના પોકાર અને મવલાના મુહમ્મદઅલી મર્હુમની કોશિશોનું પરિણામ એ આવ્યું કે સરકારે કાનુનની ખામીનો સ્વીકાર કર્યો અને કાનુનમાં સુધારો થયો. જો કે મવ. મર્હૂમ જેવું ચાહતા હતા તેવું તો ગવર્નમેન્ટે ન માન્યું પરંતુ સુધારો અવશ્ય થયો. અરે, એક કાનુન તો શું કોઈ પણ કાનુન એવો છે કે જેમાં સુધારો થયો નથી? ૧૦૮ મી કલમમાં સુધારો થયો. પહેલાં એ કલમ વડે સાદી શિક્ષા પણ થતી હતી અને સખ્ત સઝા પણ. હવે માત્ર સાદી સઝા થઈ શકે છે. સખત થઈ શકતી નથી. કેટલીક કલમો જે પહેલાં રાઝીનામાને પાત્ર ન હતી. હવે એમાં રાઝીનામાં પણ થઈ શકે છે. કેટલી મહેનત અને મનન કે વિચાર પછી એક કાયદો રચાય છે અને થોડાજ દિવસમાં તેમાં સુધારો કરવાની ઝરૂર પડે છે. એ છે તમારા કાનુની દિમાગની નબળાઈ અને લાચારી!

## અલ્લાહના રસુલ (સલ.)નો કાનુન

એની સ્પર્ધામાં તે માણસનો કાનુન જુઓ કે જે એક વિધવા માના ઘરનો દિપક બને છે. તેને યતીમ સમજી એક ગરીબ કુટુંબની દાઈ દુધ પીવાડવા લઈ જાય છે. તે સાધનના અભાવ અને ગરીબાઇની અવસ્થામાં ઉછેરાય છે. થોડાક દિવસ પછી માતાની છાયા પણ માથેથી ઉઠી જાય છે. દાદાનું પણ અવસાન થાય છે. એને કોઈ ભણાવનાર ગણાવનાર નથી. જે દેશમાં પેદા થયા તે સુધારા સંસ્કૃતીથી એવા દુર હતા કે ભણતરને તો નામોશી ગણતા હતા. ભણેલા ગણેલા બાળકનું કંઈ માંગું જાય તો તે એ માટે પાછું ફેરવાતું કે એ ભણેલો ગણેલો કેમ છે.

સારાંશ કે તે આમિનાના ઘરનો ચિરાગ ભણવા જાત તો ક્યાં જાત? એને કોઈ ભણાવત તોયે શું ભણાવત? પ્રથમ તો કોઈ વડીલ નહિં, હમદર્દ નહિં, શિક્ષણની કોઈ વ્યવસ્થા નહિં; કસ્બો એવો કે જ્યાં શિક્ષણનો રિવાજ નહિં, ઇલાકો સુધારા સંસ્કૃતીથી એવો કોરો કે આજે પણ ત્યાં ઉંટનું માંસ ખાવું અને બકરીઓનું દુધ પીવુંજ લોકો જાણે છે. આધુનિક સુધારાથી એટલા અંજાણ કે ખરેખર બુધ્ધીના પાછળ બુધો લઈ ફરે છે. આ યુગમાંએ જ્યારે યુરોપ હવામાં ઉડી રહયો છે, ત્યારે એ ભલા માણસો મોટરને જાદુની ગાડી સમજે છે. ઇબ્ને સુઉદ વિરૂધ્ધ બંડ કરવા તૈયાર એટલા માટેજ થઈ ગયા હતા કે તે જાદુની ગાડી ઉપર કેમ ચઢે છે. ટેલીફોનથી વાત કરવા માટે કુફ્રનો ફતવો તૈયાર હતો. ટુંકમાં આજે જે પ્રજાની એ દશા છે તે ચૌદસો વર્ષ પુર્વે ખુદા જાણે સુધારા સંસ્કૃતીથી કેટલા કોસ દૂર હશે. એ ઉજ્જડ ખીણમાં એક ઉમ્મી અને યતીમ બાળક પોતાની ફાટેલી કામળ પાથરી કાંકરીઓ ઉપર બેસી જાય છે, અને જડ સાધનોના અભાવ હોવા છતાંયે એક કાનુન ઘડે છે. ન એની પાસે ટેલીફોન છે, ન મક્કામાં કોઈ વર્તમાન પત્ર છે, ન ત્યાં કોઈ લાયબ્રેરી છે, ન ત્યાં કોઈ એસેમ્બલી છે કે ન કોઈ કાયદાના સલાહકાર. એ સર્વે સાધન સામાનનો અભાવ હોવા છતાંયે એકલા હાથે એક આણુસ કાયદો બનાવે અને કાયદો એવો કે તે સમસ્ત જગત માટે અને કયામત સુધી ચાલે. અને તેનો કાનુન ચૌદસો વર્ષ સુધીમાં એક પણ સુધારો કબુલ કરતો નથી.

## નવયુવાનોથી સવાલ

એ માનુષી શકિતનું કાર્ય છે? ઇસ્લામે જે કાનુન ઘડયો છે એમાં જેટલી વિશાળતા રાખી છે તે સોસાયટીના કાનુનમાં હોઈ સકે છે? શું તમે આજે નથી જોતા કે જગતના બુધ્ધીશાળી પુરૂષો અને મહા મોટા ધારાશાસ્ત્રીઓ કેવી રીતે કાનુને મુહમ્મદીની સામે માથું ઝુકાવી રહયા છે? શું અમેરિકા જેવા સુધરેલા દેશે તલાકનો કાયદો બનાવ્યો નથી? શું વડોદરાના મહારાજાએ તલાકનો કાયદો ચાલુ નથી કર્યો? શું હમણાં હિન્દુ મહાસભા એ કોશિશમાં નથી કે તલાકનો કાયદો હિન્દુઓ માટે એસેમ્બલીમાં મંઝુર થઈ જાય?

કેમ સાહબો! વડોદરાના મહારાજા તો તલાકનો કાનુન જારી કરી મુબારકબાદીના પાત્ર લેખાય છે અને તે પુરૂષ કે જેણે તલાકના કાનુનનો આરંભ કર્યો કે જ્યારે કોઈ પણ એ શબ્દને જાણતો ન હતો, તે મુબારકબાદીના પાત્ર અને ખુદાના મોકલેલ ન ગણાય? જે કવમોમાં લગ્ન ફેરાઓજ તુટી શકતા નથી અને સ્ત્રી આખી ઉમર કાં તો વિધવા બેસી રહેતી હોય કાં અગ્નિમાં બળી મરતી હોય તે પણ આજે તલાક જારી કરવા એક પગ નઝરે પડે છે.

## "સતિ"નો રિવાજ

હિન્દુઓમાં સતિનો રિવાજ તો પ્રસિધ્ધ છે, અને એ રિવાજ એવો છે કે મુસલમાનો હઝાર વર્ષ લગી છોડાવી શકયા નથી, અને સો વર્ષમાં ન તો અંગ્રેઝ તદન છોડાવી સકયા. હમણાંયે વર્તમાન-પત્રોમાં કદી કદી સમાચાર એવો આવે છે કે અમુક સ્થળે એ રિવાજ અમલમાં મુકાયો. પોલીસ નાસતી દોડતી પહોંચી પણ, ત્યાં તો કાર્ય

પુરૂં એ થઈ ગયું. હિન્દુઓની સામે જ્યારે એ દુષ્ટ રિવાજનું વર્ણન આવે છે તો તેઓ કહ્યા કરે છે કે "અરે અમારે ત્યાં સ્ત્રી પોતાના પતિથી ઘણો પ્રેમ રાખે છે, તેથી પોતાના પતિની સાથે ચિતામાં બળી ભસ્મ થઈ જાય છે." કદાચ એજ સિધ્ધાંતને નઝર સામે રાખી હઝરત અમીર ખુસરૂ (રહ.)એ દર્શાવ્યું છે કે:

ખુસરવા! દર ઈશ્કબાઝી, કમઝ હિન્દુ–ઝન મબાશ!
કાં બરાએ મુર્દા સોઝદ ઝિન્દા જાને ખેશતન!

હઝરત અમીર ખુસરૂએ આ રિવાજથી જે દલીલ લીધી છે તે રિવાજની ઝાહેર પ્રખ્યાતીની રૂએ તદન વાસ્તવિક છે; પરંતુ ખરી બિના એ છે કે એ દુષ્ટ, ક્રૂર અને નિરર્થક રિવાજનો આધાર પ્રેમ પર નથી. જો પ્રેમના કારણે કોઈ માણસ કોઈની પાછળ પ્રાણ આપત તો માતા બાળક પાછળ સતિ થયા કરત કે જ્યાં પ્રેમ–સત્ય પ્રેમ હોય છે.

## એક ડોસીની વાર્તા

મરનારની પાછળ કોણ મરે છે? જ્યારે મા પુત્ર માટે સતિ નથી થતી, તો પત્નિ શું પતિ માટે સતિ થવાની હતી? એક ડોસીની વાત પ્રખ્યાત છે એની પુત્રી માંદી પડી. તે રોઝ દુઆ માંગતી કે ઈલાહી, મારી બાળા સારી થઈ જાય ને હું મરી જાઉં. ઈલાહી, એની વતી મને લઈ લે." એક દિવસે ભોગજોગે બન્યું એવું કે એક ગાયે કાઈના દેગચામાં પાણી પીવા કે ખાવા માટે મ્હોઢું નાખ્યું તો ખરૂં પણ દેગચામાં એનું ડોકું ફસી ગયું. ગાય ગભરાઈ માથું જો ઉંચક્યું તો દેગચો એના માથા ઉપર આવી ગયો, ગાયની આંખો

બંધ થઈ ગઈ. તે ગભરાઈ, આમ તેમ નાસવા લાગી. એ ગભરાટમાં તે ડોસીના ઘરમાં પેસી ગઇ. રાત્રીનો સમય હતો અને ગાયના માથામાં દેગચો ચઢેલો હતો. આ ભયાનક શિકલને જોઈ ડોસી સમજી કે અવશ્ય મલેકુલ મવત આવી પહોંચ્યા. ડોસી ઘણી ગભરાઈ અને ગભરાઇને કહેવા લાગી: "જુઓ મલેકુલ મવત! અન્યાય ન કરશો" એની બાળાનું નામ મીસ્તી હતું, તેથી તેના પલંગ પર ઈશારો કરી ડોસીમા બોલ્યા: "મીસ્તી તે સુતી છે, તેજ બિમાર છે, હું તો તદન તન્દુરસ્ત છું!"

## વિધવાઓ ઉપર અત્યાચાર

અસલ બિના એ છે કે આ દેશમાં વિધવાઓ સાથે એવું અમાનુષી વર્તન ચલાવાતું કે તે બિચારી આવા જીવન કરતાં મવતને વધાવી લેતી, અને બિચારી પોતાના પ્રાણની આહુતી આપતી હતી. હિન્દુ સંસ્કૃતિમાં લગ્ન ફેરા બંધાઈ જવા પછી તુટતા નથી. એ ફેરાઓ એવા અતુટ હતા કે ઝિન્દગીમાં તો તુટી શકતાજ ન હતા, પણ મરી જવા પછી પણ તુટતા ન હતા. વિધવાને ઘરના એક ખુણામાં બેસાડી દેવામાં આવતી ત્યાં એ બિચારી નિરાધાર પડી રહેતી. એ ઉપરાંત સાસુ નણંદોના મ્હેણાં ટાણાં ટુંકમાં એ સર્વે સંકટોથી છુટકારો મેળવવા એ બિચારી આગમાં પડતું મુકતી હતી. આજે એ અનિષ્ટ રિવાજના એવા અર્થ કઢાય છે કે તે પ્રેમમાં મરી જતી હતી. ભલે પ્રેમ માટે મરી ફીટતી હોય! સાર એ કે લગ્ન ફેરાઓ એ નાટકમાં ઠીક ભાગ ભજવતા. જે કવમ હઝારો વર્ષથી લગ્ન ફેરાઓના ફેરમાં પડેલી હતી તે પણ આજે તલાકની ચિંતા કરી રહી છે અને એ

વાતની કોશિશ કરી રહી છે કે આવશ્યકતા હોય ત્યાં એ શસ્ત્રનો ઉપયોગ કરાય. જો એ સત્ય હોય કે અમેરીકા અને યૂરોપે તલાકનો ઉપયોગ કર્યો; વડોદરાના મહારાજાએ પોતાના રાજ્યમાં એ તલાકનો અમલ જારી કર્યો; દેશનો કેળવાએલો વર્ગ વિચાર કરી રહયો છે કે તલાકનો કાનુન ઘડાય, તો હવે પણ એ મોહમેડન લોના ચમત્કાર નથી?

## ઇસ્લામી કાનુનોની સર્વ-સામાન્યતા

સાહબો! એક તલાકજ શું? ઇસ્લામનો એવો કયો નિયમ છે કે જે દુન્યાની બીજી કૌમોએ પોતાને ત્યાં એક યા બીજા રૂપમાં પ્રવર્તાવ્યો ન હોય? વિધવાના પુનર્લગ્ન, પુત્રીનો વારસો, પાલક પુત્રના વારસાઇ હક્કથી ઇન્કાર-વ્યવહાર અને માન્યતામાં સેંકડો એવા નિયમો છે કે જે જગતની કૌમોએ ઇસ્લામથી લીધા છે. કેટલાક તો જેમના તેમ ઉઠાવી લીધા છે. કેટલાકમાં થોડોક ફેરફાર કરી ઉપયોગમાં લીધા છે. પુત્રીઓને વારસો આપવો, વિધવા સ્ત્રીનો વારસો, વિધવા સ્ત્રીનું સાસરાંવાળાઓની મિલ્કત ન ગણાવું વગેરે. મને તો એમ દીસે છે કે ધીમે ધીમે તમારી ભણેલી ગણેલી દુન્યા, તમારી કાનુની દુન્યા, તમારી તત્વજ્ઞાની દુન્યા, તમારી સાયન્સ-જ્ઞાની દુન્યા, તમારી સુધરેલા વિચારોની દુન્યા, તમારી કેળવાએલી દુન્યા, એક અરબી નબી (સલ.)ના ફેરફાર થયા વગરના કાનુનોની સામે નિરૂપાય અને પરાજય પામી રહી છે.

હા, એ ઝરૂરી છે કે આપની શિક્ષિત-દુન્યા ડીપલોમસી અને અપ્રમાણિકતાની દુન્યા છે, તેથી તે ન તો પોતાની લાચારીનો સ્વીકાર કરે છે અને ન તો ઇસ્લામનો ઉપકાર માને છે, બલકે આ અપકારી

જગત પોતાની નબળાઈ છુપાવવા સેંકડો બ્હાના, સેંકડો જુઠી મનઘડત વાતો અને ફસાદી પ્રોપેગેન્ડા કરતું રહે છે. પોતાની ન્યુનતા અને પોતાની સભ્યતાની નબળાઈઓને છુપાવવા માટે સેંકડો પ્રકારની જુઠ બોલે છે. અને પોતાની વાચાળ શક્તિ અને પ્રોપેગેન્ડાના ઝોર વડે ઈસ્લામી કાનુનોની ખુબીઓને દબાવવા અને છુપાવવા ચાહે છે.

## નબીએ કરીમ (સ.)નો ચમત્કાર

જે પવિત્ર ઈન્સાનની મુબારક ઝિંદગીનો એક એક દિન ચમત્કારિક વિપ્લવથી ભરપુર હોય, તેના મુઅજિઝાઓ–ચમત્કારોથી ઈન્કાર શા માટે? જેનાં જીવનની એક એક ઘડી પોતાના પાલવમાં સેંકડો ફેરફારો છુપાં રાખે છે, જે પયગમ્બરની ઝિંદગીજ ચમત્કાર હોય તેના ચમત્કારોનો ઈન્કાર એક સમજદાર માણસ માટે કેવી રીતે યથાર્થ છે? હું તમને પુછું છું કે અંતિમ પયગમ્બર (સલ.) જે પ્રથમની અને અંતની વિદ્યાઓના માલિક હોય, જેમની શરીઅત કયામત લગી ટકવાવાળી હોય અને જે પયગમ્બર ખુદાનો અંતિમ સંદેશ હોય, તે માત્ર ત્રેવીસ વર્ષની મુદ્દતમાં એક અનહદ અભણ અને અજ્ઞાની કૌમને જે ઈશ્વરી–જ્ઞાનથી સાવ કોરી હતી તેને, એટલા ઉંચ દરજ્જે પહોંચાડી દે, તો શું એ કંઈ ચમત્કાર નથી? અરબની અજ્ઞાનતા અને ઈશ્વર–જ્ઞાનથી અજાણતાનો ઈતિહાસ એવો નથી કે કોઈથી છુપો હોય.

અરબ પ્રજાની વહેમ–પૂજા, મુર્તિ–પૂજા અને ઈશ્વરી–ધર્મથી અજ્ઞાનતાના કથનો તમે ઘણીયે વાર સાંભળ્યા હશે, મને એનું અત્રે પુનરાવર્તન કરવાની ઝરૂર નથી. ખુદાની તવહીદ (એકેશ્વરવાદ) જે

આજ કાલ સર્વ માન્ય સવાલ બની ગયો છે, અને એની સ્થિતિ એ થઈ છે કે મહા મોટા મૂર્તિ–પૂજકો અને ક્રોસ–પૂજકો પણ શિર્કના નામથી ગભરાય છે અને એમ ચાહે છે કે અમે મુશરિક ન કહેવડાવીએ; પરંતુ તમે જાણો છો કે જે દિવસે ઇસ્લામના અંતિમ પયગમ્બર જનાબ રસૂલુલ્લાહે (સ.) ખુદાની વહદાનીયત (એકતા) અને ખુદાઇની જાહેરાત કરી હતી, તે વેળા મુશરિકો તરફથી કેવો જવાબ મળ્યો હતો? ફારાનની ટોચ પર જ્યારે જનાબ રસૂલુલ્લાહે (સલ.) પોતાની કવમને ઉદ્દેશી કહયું હતું કે "ઇલાહુકુમ ઇલાહુંવ વાહિદ"–"લોકો તમારો ખુદા એક છે." આ કુદરતી ઝાહિરાતને સાંભળી લોકોએ કહયું. "શું સર્વ પ્રભુઓને મેળવી એક પ્રભુ બનાવી લેવાયા. આ વાત તો એવી અનોખી અને અવાસ્તવિક છે કે જેનું વર્ણન અમે કદી સાંભળ્યુંજ નથી."

સાહબો! જે સમાજની મનોદશા એવી હોય કે તે એક ખુદાના નામથી ગભરાતી હોય, સવારથી સાંજ સુધી જે કવમ પ્રત્યેક સારા અને સુંદર પત્થરને પોતાનો પૂજ્ય બનાવી લેતી હોય, તે નબીઓ (અલય.)ની તવહીદને કેવી રીતે સમજી શકે? જે પ્રજા બકરીઓનું દૂધ પી અને ઊંટનું માંસ ખાઈ જીવવાનેજ જીવન–ઉદેશ સમજતી હતી, જે પ્રજા ખુદાની પવિત્ર હસ્તીની જાણકાર ન હતી, જે મરવા પછી પાછા સજીવન થવામાં માનતી ન હતી, રિસાલતથી અંજાણ હતી, જે પ્રજા પોતાની અધમ મનોદશાનું દિગ્દર્શન–"અમારૂં જીવન માત્ર સંસાર જીવન છે. અત્રે પયદા થયા છીએ અને મરી જઈએ છીએ, અમને સમય મારી નાખે છે.–ના ચોકખા શબ્દો વડે કરાવતી હતી, જે પોતાના જીવન–મરણનો આધાર માત્ર સમયને સમજતી અને

મરણ પછીના જીવનના નામ સુધ્ધાંથી અજ્ઞાન હતી, તે જાહિલ પ્રજાને નબીએ કરીમે (સ.) ટુંક મુદતમાં એવી ઈશ્વર–જ્ઞાની બનાવી કે સમસ્ત જગત માટે સન્માર્ગની મહાન મશાલ રૂપ બની ગઈ અને એ એક મશાલથી લાખો મશાલો અને કરોડો દિપકો એવા પ્રકાશિત થયા કે જે તેઝ હવાના તુફાન અને વાવાઝોડાના મુકાબલામાંયે અડગ રહી ઝળહળતા રહયા અને પોતાના પ્રકાશ વડે કુફ્રના ઘોર અંધકારમય જગતને પ્રકાશિત કર્યું. એજ ભાવાર્થ "કદ જાઅકુમ મિનલ્લાહિ નૂર"નો છે, અને એજ ભાવાર્થ "અલ્લાહુ વલીઉલ્લઝીન આમનુ યુખરિજાહુમ મિનઝઝુલુમાતિ ઇલિન્નૂર"નો છે !

## "સિરાજમ મુનીરા"ની સમજુતી

કેટલાક મહા પુરૂષોએ "સિરાજમ મુનીરા"ની સમજુતીમાં કહયું છે કે નબીએ કરીમ (સ.)ને "ઝળકતા દિપક"ની ઉપમા એ માટે આપી છે કે એ દિપકથી હઝારો દિપક સળગાવી સકાય છે અને એના પ્રકાશને દરેક સ્થળે પહોંચાડી શકાય છે. એ ખૂબી ન તો ચંદ્રને મળી છે ન સૂર્યને. સૂર્ય એક મહાન કદવાળો પદાર્થ હોવા છતાંયે તે ઝમીનમાંની ગુફાઓમાં પહોંચી સકતો નથી, પરંતુ ચિરાગ–દિપક પ્રત્યેક અંધકારમાં અંધકારમય સ્થળોએ પહોંચી શકે છે અને એના પ્રકાશ વડે પૃથ્વીના પડના અંધકારમાંયે ઉજાશ કરી શકાય છે. એજ કારણે સરકારે દો આલમે (સ.) દર્શાવ્યુ છે કે "ઇસ્લામ દ્વિવા મને પહોંચેલ પ્રોગ્રામ પૃથ્વીના દરેક ભાગમાં પહોંચી જશે." જગતનું કોઈ ઘર પાકું કે કાચું એવું ન રહેશે કે જ્યાં ઇસ્લામનો અવાઝ ન પહોંચ્યો હશે. જેમ ચિરાગ દરેક અંધારામાં લઈ જઈ શકાય છે તેમં અંતિમ પયગમ્બર (સલ.)ના પ્રોગ્રામથીયે જગતમાં વસનારી સર્વ

પ્રજા જાણકાર થઈ રહેશે. એથીજ આપ આજે જોઈ રહ્યા છો કે જગતના ખૂણેખૂણામાં ઈસ્લામનો ધ્વની ગુંજી રહ્યો છે અને ધીમે ધીમે જગત સૈયદુલ મુરસલીન (સલ.)ની શરીઅતને પોતાના જીવન પ્રોગ્રામમાં દાખલ કરી રહયું છે. ફઅલહમ્દુ લિલ્લાહિ અલા ઝાલિક.

આજે કેવું સારૂં થાત કે જો અમારી પાસે રાજકિય સત્તા હોત, અને અમારા હાથમાં પ્રોપેગેન્ડાની શકિત હોત, તો અમે તમને દેખાડી આપત કે ઈસ્લામનો સ્વીકાર કરવા જગતને કેવી રીતે ફર્ઝ પડત. હું તો વિનવું છું કે અભણ જગત કરતાં શિક્ષિત જગત સારૂં છે. સમાચાર પહોંચાડવાના સાધનો એટલા સહેલાં અને સસ્તાં છે કે સમસ્ત જગત એક શેરી બની ગયું છે. કાલે સાંજે અમેરીકા અને યુરોપમાં જે બને છે, આજે સવારે હિન્દુસ્તાનના વસનારાઓને એના સમાચાર પહોંચી જાય છે. દરેક ખૂણાના વસનારાના સુધારા અને તેમના ધર્મ બઝારોમાં મવજુદ છે. સૌથી સારામાં સારો માલ વધુ પ્રમાણમાં ઉપાડ થઈ શકે છે. દરેક માણસ ઇસ્લામ અને કુફ્રનો મુકાબલો કરી સહેલાઈથી પોતાનો મત કાયમ કરી શકે છે.

## તિરસ્કારયુકત પ્રોપેગેન્ડા

મારા મિત્રો ! આજે સમય હતો કે આ કાનુની અને સુધરેલી દુન્યાની એક એક શાખા સાથે ઈસ્લામના પવિત્ર શિક્ષણનો મુકાબલો કરી જગતને દેખાડવામાં આવત કે સત્ય અને સીધો માર્ગ તેજ છે જે પયગમ્બરોએ દેખાડયો છે એના સિવાય સર્વ માર્ગોનો અંતિમ બિંદુ ગુમરાહી અને અંધકાર વિના કંઈ નથી પણ મને ખેદ સહિત કહેવું પડે છે કે નતો હમણા મુસલમાનોની રાજકિય સત્તા રહી છે ન એમની પાસે પ્રોપેગેન્ડાનું

બળ છે. શત્રુઓ પાસે સર્વ કંઈ છે અને તે પોતાની સત્તા અને પ્રોપેગેન્ડાના બળ વડે ઈસ્લામને બદનામ કરવાની નીચ કોશિશમાં રોકાએલ છે, અને તેઓ ઇસ્લામના વિરૂધ્ધ યુરોપ અને એશિયામાં નિરંતર ગેર-સમજ પ્રસારે છે. અમારી હાલત એવી છે કે અમે મઝહબનો બચાવ તો શું કરવાના હતા. અમારી કને તો એટલું બળ પણ નથી કે અમે આ દેશમાં પોતાના રાજદ્વારી હકોનું રક્ષણ કરી શકીએ. **જુઓ, આ દેશમાં સાત કરોડ મુસલમાન વસે છે, પણ એટલી મહાન પ્રજાનું એક પણ રોઝિંદુ અંગ્રેઝી વર્તમાન પત્ર નથી. આપ જાણો છો, સત્તા અંગ્રેજની છે. જ્યાં સુધી અંગ્રેઝી વર્તમાન પત્ર ન હોય ત્યાં સુધી મુસલમાનોના અવાઝની શી અસર છે?**

દિલ્હી પ્રાંત એક નાનો સરખો પ્રાંત છે, પણ તમે જાણો છો ત્યાં હિન્દુઓના કેટલા રોઝિંદા પત્રો બહાર પડે છે? એંગ્લો ઈન્ડીયનનું રોઝિંદુ પત્ર પણ નીકળે છે. દિલ્હીની નોકરશાહી પ્રભાતમાં ઉઠતાંજ પોતાને ચકાને "હિન્દુસ્તાન-ટાઇમ્સ," "નેશનલ કોલ" અને "સ્ટેટસ્મેન"ને પડેલા જુએ છે. ઉર્દૂ જાણનાર વર્ગ માટે સૂર્ય ઉગે તે પહેલાં "તેજ" અને "વતન" બઝારોમાં વેચાતા થઈ જાય છે. કહો સાહબ, હિંદની રાજધાની કે જ્યાં બે લાખ મુસલમાન વસે છે. કોઈ પેપર અંગ્રેઝી કે ઉર્દુ રોઝિંદુ નીકળે છે? એક વર્તમાન પત્ર પણ એવું રોઝિંદુ નથી કે જે મુસલમાનોના હકોની રક્ષા કરી શકે. જ્યારે આપની રાજકીય સંબંધી આ દશા છે તો ફરી મઝહબની રક્ષા અને મઝહબના તરફથી બચાવ માટે તમે શું વર્તમાનપત્ર કાઢવાના હતા? જો આજે પણ મુસલમાનો એ કામ માટે તૈયાર થઈ જાય કે ઇસ્લામના

પવિત્ર શિક્ષણ અને એની નેચરલ ખૂબીઓ પ્રગટ કરવા માટે વર્તમાન પત્રો ચોપાનીઆની જોગવાઈ કરે અને જે ટીકાઓ ઇસ્લામના વિરોધીઓ માત્ર ઇસ્લામને બદનામ કરવા કરે છે. તેનો વાજિબી જવાબ આપી ઇસ્લામની ખુબીઓને તેમના મગઝમાં ઠસાવવામાં આવે તો, આજે પણ ઇસ્લામ તેજ વેગથી જગતની પ્રજાઓનો ધર્મ બની શકે છે. જે ત્વરા સાથે આજ સુધી પ્રગતિ કરતો રહયો છે. જો કે મુસલમાનો પાસે આજે કોઈ રાજકીય સત્તા નથી, છતાંયે ઇસ્લામ વાસ્તવિકતા અને દલીલોના બળ વડે લોકપ્રિય બનાવી શકાય છે, પરંતુ જે કોમની હૃદય-શુન્યતાનો એ હાલ હોય કે જેઓ રાજદ્વારી હકો પ્રત્યે પણ બેદરકાર હોય તો એવી કવમ મઝહબની શી સેવા કરી શકે છે?

## રાજકારણ અને ધર્મ

કદાચ આપને એ અચંબો લાગશે કે મારા શબ્દોથી હું રાજનીતિને મઝહબ કરતાં વધુ મહત્તા આપુ છું હું જે કંઈ કહી રહયો છું તે તમારા દ્રષ્ટિ-બિંદુ પ્રમાણે કહું છું, કારણ કે આપના વિચાર પ્રમાણે આજ કાલ રાજદ્વારી હકોનો દરજ્જો મઝહબથી ઉંચ થઈ રહયો છે, તેથીજ એમ કહેવાની હિંમત થઈ કે જ્યારે તમે તમારી પ્રિય વસ્તુ માટે રૂપીઆ ખરચવા અને અંગ્રેજી અખબાર કાઢવા તૈયાર નથી તો મઝહબ કે જે આપની દ્રષ્ટિએ એક બિન ઝરૂરી અને મુલ્લાણાંઓનું કામ રહી ગયું છે તેના માટે તમે શી કુરબાની કરશો?

સારાંશ કે હું તમને એ કહી રહયો હતો કે ઇસ્લામ-પ્રચાર માટે આ ઉત્તમ તક છે, જો મુસલમાન એ તરફ ધ્યાન આપે તો, પરંતુ મુસલમાનો જ્યારે પોતાના રાજકીય હકોને પોતાની ગફલતના કારણે

ગુમાવી રહયા છે તો ફરી મઝહબનો આ વીસમી સદીમાં સવાલજ શો છે ! મઝહબના પ્રશ્નને તો અગાઉથીજ જાહિલ વાઇઝીઓ અને જાહિલ પીરો બરબાદ કરી ચૂકયા છે.

## સિન્ધના પીરો

ક્ષમા કરજો, મારૂં ભાષણુ કંઇક લાંબુ થઈ ગયું છે, પરંતુ શું કરૂં જ્યારે વાત જીભ પર આવે છે તો કહેવીજ પડે છે. પંજાબના નૂરી ફિરકાનો રસૂલ પ્રેમ તો તમે પારખીજ લીધો, કે તેમણે રસુલે દો આલમ (સલ.)ને આદમીયત અને ઇન્સાનીયતથી કાઢી નાંખ્યા (મઆઝલ્લાહ !) હવે જરા સિન્ધના જાહિલોને જુઓ, કે જ્યાંથી અરબસ્તાન વધુ નજીક છે. સિંધની પીર પરસ્તીએ મકકાના કાફિરોના આત્માઓને શરમાવ્યા છે ! જ્યાં લગી એ જાહિલ પીરો મવજુદ છે ત્યાં લગી મુસલમાનો સિંધમાં શું પ્રગતિ કરી શકશે ? જો સિંધ મુંબઈ ઇલાકાથી જુદું થઇ જાય તો શેઠ અબ્દુલ્લાહ હારૂન અથવા મવ. અબ્દુલ મજીદ સિન્ધી વઝીર થઈ જાય. એ સિવાય એથી વધુ લાભ મુસલમાનોને શો પહોંચી શકે છે ? સિન્ધના એ જાહિલ પીરોએ માત્ર એટલુંજ નથી કર્યું કે તેમણે પોતાની ખુદાઈનો દઅવો કર્યો. ના, બલ્કે ખરેખર સિંધમાં હજ્જ કરાવવામાં આવે છે, કિંવા વિધિપૂર્વક લોકો અહરામ બાંધીને હજ્જની નૈયતથી પીર સાહબના ઘરે આવી હજ્જ કરે છે. હજ્જ પછી તેમને સનદ અર્પણુ કરવામાં આવે છે. જે પર "હજ્જ મુબારક !" લખેલું હોય છે. એક બાજુએ એ જાહિલો સર્વ આલિમોને એ કારણે કાફર કહે છે કે એમના વિચારે આલિમો રસૂલુલ્લાહ (સલ.)નું (મઆઝલ્લાહ !) અપમાન કરે

છે અને બીજી તરફ એ ખબીસોની એ સ્થિતિ છે કે કા'બાના મુકાબલામાં બીજું કા'બા બનાવતાંયે આંચકો ખાતા નથી અને પોતાના ગામોને મઆઝલ્લાહ મદીના તૈયિબાના દરજ્જે સમજે છે. એ જાહિલ પીરોમાંથી એક પીરના ગામનો કસીદો લખ્યો છે:

મદીના ઝ ખાકે, કે અફરાખતંદ :
ઝમીને **લવારી** અઝાં સાખતંદ.

બીજુંયે સાંભળો અને સિન્ધી મુસલમાનોની પીર-પૂજા અને નબીયો (અલય.)ના અપમાનની દાદ આપો. દર્શાવવામાં આવે છે કે :

દર **લવારી** નુરે હક્કો શાહે નબીયાં આમદા,
આદમો નુહો ખલીલો નુરે રહમાં આમદા !
શાદ બાશદ અય મુરીદાં, શાહે શાહાં આમદા !
શાહે સુલતાન અવલિયાહા સિરેં યઝદાં આમદા !
માલિકે મુલ્કે નબુવત હમ વિલાયત આમદા !
દર જહાં ઈ નુરે હક, ઝાતે મુજસ્સિમ આમદા !

જોયું, એ છે સિન્ધના મુસલમાનોની ઈમાની ભાવના, હક-પ્રેમ અને રસૂલની મુહબ્બત! કહો, જે પ્રાંતમાં એ પ્રકારના પીરો ખુદાઈ કરી રહયા હોય અને જેમની વસ્તીમાં વિધિપૂર્વક હજ્જ દર વર્ષે થતી હોય એ પ્રાંત આ વીસમી સદીમાં કંઈ પ્રગતિ કરી શકે છે? **તમે અંગ્રેજોથી આઝાદી પ્રાપ્ત કરવા ચાહો છો, પરંતુ હું કહું છું કે જ્યાં સુધી એ જાહિલ પીરોથી મુસલમાનોને આઝાદ ન કરાવશો ત્યાં લગી તમે અંગ્રેજોથી આઝાદી મેળવી શકવાના નથી.**

## ચમત્કારો ઉપર વિવાદ

સાહબો ! વાત એ થઈ રહી હતી કે અરબ પ્રજા એટલી અજ્ઞાની હતી કે ઉંટનું માંસ ખાવા કે બકરીઓનું દૂધ પીવા વિના બીજું કંઇ જાણતીજ નહતી; પયગમ્બર એવા મહા બુધ્ધિશાળી કે જેઓ પહેલી ને છેલ્લી વિદ્યાઓના ધણી, કવમ એવી કે ન તવહીદની જાણકાર ન કયામતની; ન ફરિશ્તાઓની જાણકાર ન સજીવન થઈ પાછા કબરમાંથી ઉઠવાનું જાણે કે ન કબરની દુન્યાને ઓળખે. મૂર્તિઓની પૂજા અને આ જગતના જીવનને અંતિમ જીવન ગણવું માત્ર એનું જ્ઞાન અને આચરણ. અને રસુલ એમનો એવો પ્રભાવશાળી પદ્દિનો કે "અલ યવમ અકમલતુ લકુમ દીનકુમ વ અતમમતુ અલયકુમ નિઅમતી" એનું ઓળખ-ચિન્હ, નબી એવો કે જે કુલ નબીઓ (અ.)ની ખુબીઓને સંપુર્ણ કરનાર, પયગામ એવો કે જે અલ્લાહનો અંતિમ પયગામ !

## ઘરના ખુણાનો અંતિમ પત્થર

જનાબ રસૂલે કરીમે (સલ.) પોતાની પવિત્ર હસ્તીને એક ઉપમા આપી સમજાવી છે. ઉપમા કેવી, સુબ્હાનલ્લાહ ! એમાં પોતે અંતિમ પયગમ્બર હોવાનું પણ સ્પષ્ટીકરણ કર્યું છે અને જુમલે નબીઓ (અલય.)ના સર્વ ગુણો-ખૂબીઓ માટે પોતાની હસ્તી નિર્માણ થવા તરફ પણ ઇશારો કર્યો છે. જુઓ મેં બે વાત કહી છે. એક એ કે નબીએ કરીમ (સ.) અલ્લાહના અંતિમ પયગમ્બર છે. આપના પછી જુઠાઓ અને ધીસાદી દજ્જાલો તો આવશે પણ કોઈ નબીની રૂએ આવશે નહિ. બીજી વાત મેં એ કહી છે કે સર્વે નબીઓ

(અ.)ની ખુબીઓ નબીએ કરીમ (સલ.)ની હસ્તી માટે નિર્માણ હતી. એ બાબત તો માન્ય છે કે તે સર્વ ખુબીઓ, સદગુણો જે વ્યક્તિગત રીતે બીજા નબીઓને અર્પણ કરવામાં આવ્યા હતા. તે સૌના સૌ સૈયિદુલ મુરસલીન (સલ.)માં એકત્રપણે હતા.

હુસ્ને યુસુફ, દમે ઇસા, યદે બયઝા દારી !
આંચે ખુબાં હમા દારન્દ, તુ તન્હા દારી !

ઉંડું મનન કરી જોશો તો જણાશે કે કુર્આન શરીફે પણ એ બાબતને જાહેર કરી છે, બલ્કે શેઅરનો વિષય કુર્આનપાકનીજ એક આયત ઉપરથી (માખુઝ) લેવામાં આવ્યો છે.

## "માખુઝ" વિષે એક ટુચકો !

"માખુઝ"નો અર્થ "અખઝ" "કરવામાં આવ્યો"—"લેવામાં આવ્યો" થાય છે. મતલબ એ થાય છે કે કવિએ કુર્આન શરીફની એક આયત ઉપરથી મજકુર શેઅરનો વિષય લીધો છે. મને એ "માખુઝ" શબ્દ ઉપર એક ટુચકો યાદ યાદ આવ્યો. કેટલાક ઉર્દુ પત્રો જ્યારે કોઈ લેખને બીજા સ્થળેથી ઉતારે છે તો નીચે કૌંસમાં લખી દે છે: "માખુઝ." એક વેળા એક સાહબ કોઈ ચોપાનિયામાં એજ પ્રકારનો લેખ વાંચી રહયા હતા. જ્યારે લેખ પુર્ણ કરી ચૂકયા તો સમજ્યા કે "માખુઝ" કોઈ ચોપાનીયા કે વર્તમાનપત્રનું નામ છે. લેખ વાંચી કહેવા લાગ્યા કે એ "માખુઝ" કયું અખબાર છે ? એણે ઘણોજ સારો લેખ લખ્યો છે. મેં કહયું એ નામનું તો કોઈ ચોપાન્યું કે વર્તમાનપત્ર મારા જોવામાં કે સાંભળવામાં આવ્યું નથી. તેઓ કહેવા લાગ્યા, "નહિ જનાબ, મેં ચોપાન્યામાં વાંચ્યું છે.

તે લેખ "માખુઝ"માંથી નકલ કરવામાં આવ્યો છે." મેં તેમને તે ચોપાન્યું દેખાડવા કહયું. એ સાહબ ઘણીજ ઉતાવળથી ગયા અને એક ચોપાન્યું ઉઠાવી લાવ્યા. મેં જોયું કે જીવનવૃતાંત ઉપર એક લેખ લખ્યો હતો અને તેના નીચે "માખુઝ" શબ્દ લખ્યો હતો. મેં તેમને સમજાવ્યા કે "માખુઝ" કોઈ રિસાલા કે અખબારનું નામ નથી, બલકે એના અર્થ એ થાય છે કે લેખ નકલ કરવામાં આવ્યો છે. એડીટરનો પોતાનો નથી, પરંતુ કોઇ સ્થળેથી તેનો ઉતારો કર્યો છે. ઘણા ખરા એડીટર એ પ્રકારની પોતાની નૈતિક નબળાઇનું દિગ્દર્શન કરાવે છે, કે બીજા ચોપાન્યા કે વર્તમાન પત્રમાંથી લેખ પણ નકલ કરી લે છે, અને તેનું નામ પણ પ્રગટ કરવામાં કંજુસાઇ વાપરે છે. તેઓ તો જેમાંથી ઉતારો લેવાયો તે પત્રનું નામ લખવાને બદલે "માખુઝ" લખી દે છે! ઉર્દુ જાણનાર સાહબો સમજી લે છે કે એ કદાચ કોઈ ચોપાન્યા કે વર્તમાન પત્રનું નામ છે. એ પ્રકારની ભૂલો ઉર્દૂ ભણેલા સાહબોથી ઘણી વાર થઈ જાય છે. ખાસ કરીને એ જાહિલ વાયઝીઓ એ બાબતમાં નંબર લઈ જાય છે.

## એક પ્રખ્યાત ગુણ

નબીઓ (અલય.)ની ખૂબીઓ અને તેમના સઘળા સદ્‌ગુણોનુ વર્ણન કરવું તો કઠિન કાર્ય છે પણ એક મશહુર ગુણ કે જે સર્વે નબીઓ (અ.)માં સામાન્ય છે, તે મખલૂકની ખિદમત છે, જે માત્ર અલ્લાહ માટે હોય છે. સૃષ્ટિ પાસે એ સેવાનો કોઈ બદલો માંગતા નથી. દરેક પયગમ્બરે પોતાના પ્રથમ વ્યાખ્યાનમાં આ બાબતને ઝાહિર કરી છે "વમા અસઅલુકુમ અલયહિ મિન અજરિન ઇનિ અજરિયા

ઇલ્લા અલ્લાહ." "હું તમારાથી એ સેવાનો કોઈ બદલો–મજુરી માંગતો નથી. મારી મજુરી તો અલ્લાહના ઝિમ્મે છે." એ ખાસ ગુણ તરફ અલ્લાહે આગળની આયતમાં ઇશારો કર્યો છે. "કુલ્લા અસઅલુકુમ અલયહિ અજરા"–હે અમારા પયગમ્બર ! તમે સર્વે તે પયગમ્બરોના સદગુણોનું અનુકરણ કરો કે તમારા પૂર્વે આવી ગયા છે અને એ બાબતને ઝાહેર કરી દો કે હું તમારી પાસે મારી સેવાનો બદલો માંગતો નથી. જેમ બીજા સર્વે નબીઓ ખુદા માટે સેવા કરે છે તેજ પ્રમાણે હું પણ ખુદા માટે તમારી સેવા કરૂં છું.

## નુબુવ્વત સમાપ્તીની મિસાલ

નબીએ કરીમ (સ.) ફરમાવે છે કે "મારી અને બીજા નબીઓની મિસાલ એવી છે કે જેવું કોઈએ ઘર બાંધ્યું તેમાં એક ઈંટની જગ્યા છોડી દીધી. જે માણસ મકાનને જુએ છે તે તેનાં વખાણ કરે છે. પરંતુ એક ઈંટની ખાલી જગ્યા જોઈ એવું ઇચ્છે છે કે 'અત્રે એક ઈંટ હોત તો કેવું સારૂં થાત !' એ છેલ્લી ઈંટ હુ છુ. મારા પછી કોઈ નબી આવનાર નથી. જે ઈંટની જગ્યા ખાલી હતી તે મારા આવી જવાથી પુરાઈ ગઈ; હવે કોઈ જુઠો માણસ નુબુવ્વતનો દાવો કરે તો તેને સ્પષ્ટ ઉત્તર વાળી દેજો કે નુબુવ્વતની ઇમારત પૂર્ણ થઈ ગઈ. હવે એમાં કોઇ ઈંટની જગ્યા તો શું થશે પરંતુ એક ઈંટના રોડા માટે પણ સ્થાન નથી."

જો કોઈને એ પ્રકારનો શવક થઈ આવે અને તે નુબુવ્વતના દ્વાર ઉઘાડવા ઇચ્છે, તો તેને નુબુવ્વતની ઇમારતના એ ઉજવલ દ્રષ્ટાંત વડે નિરાશ કરી દેવો જોઈએ. એ દ્રષ્ટાંતથી નબીએ કરીમ (સ.)નું

આખિરી પયગમ્બર હોવું તો ઝાહેર થાય છેજ, પરંતુ મેં એક બીજી બાબત કહી હતી ને તે એ છે કે એ મિસાલથી જેમ હુઝુર (સ.)નું અંતિમ પયગમ્બર હોવું સિધ્ધ થાય છે, તેજ પ્રમાણે એ પણ સિધ્ધ થાય છે કે પુર્વે થઈ ગએલા સૌ પયગમ્બરોની ખૂબીઓ હુઝૂર (સ.)ની પવિત્ર હસ્તી ઉપર સમાપ્ત હતી. જો હુઝુર (સલ.) જગતમાં પધારત નહિં તો નુબુવ્વતની ઇમારતમાં એક એવી ન્યુનતા રહેવા પામત કે જેની પુરવણી અશક્ય હતી. હું પુછું છું કે જ્યાં સુધી ઇમારતમાં એ અંતિમ ઈંટ ન લગાડી હતી ત્યાં લગી એ એક ખુલ્લી વાત છે કે એ અંતિમ ઈંટ ઉપર ઇમારતની સમાપ્તિ અવલંબેલી હતી. કહેવામાં તો એ છેલ્લી ઈંટ એક ઈંટ છે, પણ એ ઈંટ એવી છે કે સર્વ ઈંટોની ખુબીઓ એજ એક ઈંટમાં સમાયલી હતી. સુબ્હાનલ્લાહ ! કેવી સુંદર મિસાલ વર્ણવી છે ! કુરબાન થાઉં એ સૈયિદુલ મુરસલીન પર ! સાર એ છે કે એમ તો દરેક ઈંટ પોતાના સ્થાને પૂર્ણ છે, તેમાં કોઈ ન્યુનતા નથી. પરંતુ તે ઈંટ નુબુવ્વતની ઇમારતનો એક ભાગ હોવાના કારણે પોતાની પૂર્ણતામાં તે અધુરી છે. એની પૂર્ણતાનો આધાર તે છેલ્લી ઈંટ ઉપર અવલંબિત છે કે જે ઈંટ ન હોવાના કારણે આખી ઇમારત અપૂર્ણ હતી.

મેં આપ લોકોને એ વાત કહી હતી. એક તો સૈયિદુલ મુરસલીનનું આખિરી નબી હોવું, અને બીજું સર્વે નબીઓની ખુબીઓનું હુઝૂર (સ.)ની હસ્તી પર સમાપ્ત થવું, અને એ બંને વાતો એ મિસાલમાં ચોકખી થઈ ગઈ, કે જે નબીએ કરીમે (સલ.) પોતે પોતા સંબંધી આપી છે.

## હઝરત ઈસા (અ.)ની મિસાલ

એ છેલ્લી ઈંટ વિષે સૈયિદના ઈસા (અલય.) એ કહ્યું હતું કે જે પત્થરને કડીઆઓએ રદ કર્યો હતો તેજ ખુણાનો છેડો બન્યો. હઝરત ઈસા (અ.)ના એ દ્રષ્ટાંતમાં પણ સૈયિદુલ મુરસલીન (સ.)ના અંતિમ નબી હોવા તરફ ઈશારો છે. ખુણાનો છેડો અને ઘરની અંતિમ ઈંટ એકજ વસ્તુ છે.

સારાંશ કે નબીએ કરીમ (સ.)ની પવિત્ર ઝિંદગી ચમત્કારજ ચમત્કાર છે. એવા મહાન અને પ્રભાવશાળી પયગમ્બરને એવી પ્રજા સોંપાઈ કે જે ખુદાના અસ્તિત્વ અને ગુણોથી અંજાણ, મરવા પછી ઉઠવા–સજીવન થવાનું ન જાણનાર, દોઝખ અને જન્નતથી અજ્ઞાન.– તેવી પ્રજાને શરીઅતનું શિક્ષણ આપવું કૈં સહેલ કામ હતું ? હું તમને પુછું છું કે આજે એક મહાન મવ. સાહબને ચાર વર્ષનું બાળક હવાલે કરી તેમને કહો કે એ ચાર વર્ષના બાળકને બુખારી શરીફ પઢાવો અથવા બયઝાવી શરીફના પાઠ ભણાવો અથવા સામાન્ય બાબતો શીખાડો અથવા ભૂમિતિની આકૃતીઓ શીખાડો. તમે મોટામાં મોટા આલિમનું નામ લ્યો, જેમકે હઝરત મુફતી સાહબ કિબ્લા, મવ. હુસૈન અહમદ સાહબ, મવ. શબ્બીર અહમદ સાહબ, મવ. અબ્દુલ અઝીઝ સાહબ ગુજરાનવાલા, મવ. મુહમ્મદ સજ્જાદ સાહબ–નાયબ અમીરે શરીઅત, મવ. સુલેમાન સાહબ નદવી, એજ દશ વીશ માણસો છે કે જેમનાં નામ લોકોની જીભે છે. જ્યારે ઈલ્મવાળા લોકોનું વર્ણન આપે છે તો એજ સાહબો છે કે જેમના તરફ આંગળીઓ બતાવાય છે.

## મવલાના સૈયદ અનવરશાહ

અમારા દુર્ભાગ્યે હઝરત શાહ સાહબ તો ગુઝરી ગયા. એમના વિદ્યા સાગરનું તો કહેવુંજ શું ? શાહ સાહબ (રહ.) તો પોતાના સમયમાં એકજ હતા. બીજા માહિરો પણ છે. એમનામાંથી કોઈ સાહબને એ કામ હવાલે કરી જુઓ. આપણા મુફ્તી સાહબનેજ લો, કે જેમની મગઝ-શકિત અને ફિકહ-શકિત દ્દષ્ટાંત રૂપ છે. જો હું ભૂલતો ન હોઉં તો, કહી શકું છું કે ઓછામાં ઓછી ફિકહની પચાસ હઝાર પેટા બાબતો તો મુફ્તી સાહબને મ્હોઢે યાદ હશે. કિંવા જો તમે પચાસ હઝાર જુદા જુદા ફતવા એકી વેળા એમની સમક્ષ ધરશો તો તેઓ કિતાબ જોયા વગર ખુદાની કૃપાથી લખી દેશે. મગઝ શકિતની એ ખુબી છે કે તમે કોઈ કઠિનમાં કઠિન શંકા મુફ્તી સાહબ સામે મુકો તો તેઓ એક બે વાર તેનું પુનરાવર્તન કરશે. "હાં, તો મૌલ્વી સાહબ આપકા યેહ મતલબ હૈ" એમ બે ત્રણ વાર એ શકનું પુનરાવર્તન કરશે અને ઝટ જવાબ આપશે. શક કરનાર માણસ એમની તરફ જોતોજ રહી જશે કે મવલ્વી સાહબે શું જવાબ આપ્યો. જવાબ પણ એવો વાસ્તવિક અને લાજવાબ, કે જવાબ ઉપર કોઈ શંકા માટે અવકાશ બાકી રહેજ નહિ. તમે હઝરત મુફ્તી સાહબને ચાર પાંચ વર્ષનો બાળક હવાલે કરી ભલામણ કરો કે એને હદીસ પઢાવો. જુઓ મુફ્તી સાહબ તમને શું જવાબ આપે છે. જો કે મુફ્તી સાહબને શિક્ષણ આપતાં ચાલીસ વર્ષ થઈ ગયાં હશે પણ એક ચાર વર્ષના બાળકને તેઓ બુખારી કેવી રીતે પઢાવી શકે ?

## અરબ-પ્રજાની સુધારણા

સાહબો ! મહાન આલિમ માટે એ વાત કઠિનજ નહિ, બલ્કે અશક્ય છે કે તે નાના બાળકને પ્રચલિત અભ્યાસક્રમ શીખવી શકે, એથી વધુ કઠિન એ છે કે એક પ્રથમ અને અંતના સર્વ વિદ્યા-ઇલ્મોના આલિમ અરબના બદુઓને નબીઓ (અલય.)ના શિક્ષણના પાઠ આપે. તમે એ કામને મઝાકની વાત સમજો છો કે અરબની એક જાહિલ અને સુધારા-સંસ્કૃતીથી દુર પડેલી પ્રજાને અલ્પ સમયમાં આ લોક અને પરલોકનાં પુર્ણ રહસ્યો અને જ્ઞાનની જાણકાર બનાવી દે. એક મૂર્તિપૂજક પ્રજાને મૂર્તિભંજક બનાવી દેવું શું આપની નઝરે ચમત્કાર નથી? અતે તમે ચમત્કાર કોને કહેશો ? શું જગતની સૌથી પછાત પ્રજાને સર્વોત્તમ પદે પહોંચાડી દેવું અને અલ્લાહની કુદરતને ન ઓળખનારાઓને તેની હસ્તી અને ગુણોથી જાણકાર કરી દેવું એ નબીએ કરીમ (સ.)નો ચમત્કાર નથી ?

## હઝરતઅલી સાથે એક યહુદીની વાતચીત

કેટલાક જીવન-વૃતાંતના પુસ્તકોમાં એ દ્રષ્ટિગોચર થયું કે જે એક યહુદીએ હઝરતઅલી (કરમ.) પર ટીકા કરતાં કહયું હતું. કે "તમારા પયગમ્બરની વફાતને ત્રીશ વર્ષ પણ નથી ગુઝર્યા અને તમારામાં તલ્વાર ચાલી ગઈ અને તમે એક બીજાનું લોહી રેડવા લાગ્યા !" હઝરત અલીએ કહયું "તમે તો નદી—પાર થતાંજ કે જ્યારે તમારા પગનાં-તળીયાંએ સુકાયાં ન હતાં. તમારા પયગમ્બર પાસે મુર્તિપુજાની માંગણી કરી હતી. તમે કયે મ્હોંઢે મુસલમાનો પર ટીકા કરો છો ? તમારા પગ ઉપર તો ભીનાશ બાકી હતી અને તમે હઝરત મુસા (અ.)ને કહયું હતું: "ઇજઅલ લના ઇલાહન કમાલહુમ આલિહા."

( "હે મુસા ! અમારા માટે પણ એવી મુર્તિઓ બનાવી દો કે જેવી એ કવમની મુર્તિઓ છે કે જેથી અમે તેમને પુજીએ !" )

એ સંબંધમાં સૈયદના ઇસા અને સૈયદના યુસુફ (અલય.)ની સ્થિતિ શું હતી તે પણ યાદ રાખવું ઘટે છે. હઝરત ઇસા (અ.)ના હવારીઓ–સાથીઓએ થોડાક પૈસા (ત્રીશ દિરહમ) માટે પોતાના ગુરૂને કેદ પકડાવી દીધા અને હઝરત યુસુફ (અ.)ના ભાઈઓએ થોડાક ખોટા સિકકાઓ માટે એમને વેચી દીધા હતા.

સૈયદના ઇસા (અલય.) તો પોતાના શિષ્યોને ચેતવતા રહ્યા કે તમે મરઘો બોલે તે પહેલાં મારી સાથે દ્રોહ અને બેવફાઈ કરનાર છો. એ બેવફા શિષ્યો સોગંદ ખાઈ ખાઈ ખાત્રી આપતા રહયા, પણ અંતે થયું તેમજ કે જેમ હઝરત ઇસા (અ.)એ કહયું હતું.

## એક શંકાનું ખંડન

સાહબો ! આ વાર્તાઓ ઉપરથી હું એ અર્થ કાઢવા ઇચ્છતો નથી કે (મઆઝલ્લાહ) બીજા નબીઓ (અ.)માં રૂહાનિયત (આત્મ–શકિત) ન હતી, અથવા (મઆઝલ્લાહ) એમની નુબુવ્વત અધુરી હતી, બલ્કે તેઓ સર્વે નબી હતા. તેમને સર્વેને આત્મબળ અર્પણ થયું હતું.

"લા નુફર્રિકુ બયના અહદિમ મિર્રૂસુલિહી." ( અમે રસૂલો વચ્ચે તફાવત કરતા નથી–કુર્આન. )

અલબત એ ઝુરૂર છે કે સૈયિદુલ મુરસલીન ( સલ. )ને સર્વ પયગમ્બરો ઉપર ખાસ સરસાઈ પ્રાપ્ત છે અને એ પ્રકારની સરસાઈની ઝાહેરાત નબીઓ વચ્ચેના તફાવતને લાગુ પાડી શકાતી નથી પણ મારો આશય એ છે કે જનાબ સરવરે કાઈનાતે (સલ.) ત્રેવીસ વર્ષમાં જે સુધારાના કાર્યો કર્યા તે બીજાઓથી લાંબા કાળ સુધીમાંયે

ન થઈ શક્યા. નબીએ કરીમે (સલ.) અલ્પ સમયમાં શયતાનને હમેશ માટે નિરાશ કરી દીધો. આપે ફરમાવ્યું કે "હિજાઝ મુકદ્દસમાં મૂર્તિપુજા માટે શયતાન નિરાશ થઈ ગયો" અને એ પણ ફરમાવેલું કે "તમે મુર્તદ થઈ જાવ તે વિષે ભય નથી. અલબત એ અંદેશો છે કે મારી ઉમ્મત સંસારના એશ-આરામમાં ફસાઈ જશે." હુઝુરે (સલ.) થોડા સમયમાં જે સફળતા પ્રાપ્ત કરી તે બીજા પયગમ્બરોને પ્રાપ્ત ન થઈ એ આપના ખાસ ગુણોમાં છે આપની સફળ કોશિશો પછી ઝાહેરાત કરવામાં આવી કે:

"અલ યવમા અકમલતુ લકુમ દીનકુમ વ અતમમતુ અલયકુમ નિઅમતી વ રદીતુ લકુમુલ ઇસ્લામા દીના."

અને એજ ને'મનો પૂર્ણ કરવા અને દીનને સંપૂર્ણ કરવાનું બીજુ નામ નુબુવ્વતની પૂર્ણતા છે. એ પણ મુહમ્મદુર્રસુલુલ્લાહ (સલ.)ની ખૂબી અને સફળતાનો સ્વિકાર છે કે એમના આગમન પછી નુબુવ્વતના દ્વાર બંધ થઈ ગયા. હવે જો કોઈ માણસ એમના પછી કોઈ નવિન નુબુવ્વતનો વિચાર રાખે, પછી તે છુપો હોય કે ઝાહેર, તેના કરતાં ઇસ્લામનો શત્રુ અને સૈયદુલ મુરસલીન (સ.)નો વિરોધી બીજો કોણ હોઈ શકે છે?

## નબીઓમાં તફાવત

નબીઓની પદ્રિયોમાં તફાવત હોવાની બાબત સર્વ-માન્ય છે. ત્રીજા પારાની શરૂઆતમાં અલ્લાહ ફરમાવે છે: "તિલ્કર-રૂસુલુ ફદ્દલના બઅદુહુમ અલા બઅદ-(એ રસૂલોનો સમુહ છે. અમે એઓમાંથી કેટલાકને કેટલાક ઉપર સરસાઈ આપી છે.")

જેવી રીતે કેટલાકને કેટલાક ઉપર સરસાઈ છે તેવીજ રીતે સૈયિદુલ મુરસલીન (સલ.)ને સૌ ઉપર સરસાઇ છે. હદીસ-"લા તુફદ્દિલુ ઇન્ની"માં પણ એક ઉંડો ઇશારો છે. હું તમને પુછું છું કે તકરાર તો યહુદી અને મુસલમાન વચ્ચે નબીએ કરીમ (સ.) અને હઝરત મુસા (અલય.) સંબંધી હતી, પણ હઝરત રસૂલે ખુદાએ હઝરત મુસાના વખાણ કર્યા પછી એમ શા માટે કહયું કે "મને હઝરત યુનુસથી સરસાઈ ન આપ્યા કરો." અર્થ એ નીકળ્યા કે હઝરત મુસા (અ.) તો મહાન પ્રભાવશાળી અને શરીઅતના ધણી હોનારા નબીઓમાંથી છે. મને તો હઝરત યુનુસ ઇબ્નિ મત્તા કરતાંયે સરસાઈ ન આપો, કે જેઓ હઝરત મુસા (અ.)થી પદવીમાં ઓછા દરજ્જાના છે. હઝરત મુસા (અલય.)ની સાથે હઝરત યુનુસ (અ.)નું નામ લેવુંજ એ બાબત તરફ ઇશારો કરે છે કે નબીઓ (અલય.)ના દરજ્જાઓમાં તફાવત છે એ તફાવત એક બીજાના પદને ઘટાડતો નથી.

## હઝરત ઇમામુલ હરમૈન વિષે ઘટના

એ સંબંધમાં મને હઝરત ઇમામુલ હરમયનનો બનાવ યાદ આવી ગયો. એમની મજલિસમાં એક વાર એક માણસે પૂછ્યુ કે "અલ્લાહનું કોઈ ઘર છે કે નહિ ? તે હદમાં છે કે હદ રહિત ? કોઈ ખાસ સ્થળ તેના માટે કહી શકાય છે કે નહિ ?" હઝરત ઇમામુલ હરમયને જવાબ આપ્યો કે, તે ઘર-વાસી નથી અને ન તેનું કોઈ ઘર તેના માટે ખાસ કહી શકાય છે ન તેને કોઈ સ્થળની હદમાં કહી શકાય છે. સવાલ કરનારે દલીલ માંગી તો કહયું, "લાતુફદ્દિલુની અલા યુનુસિબ્નિ મત્તા." સવાલ કરનારને નવાઈ લાગી કે એ હદીસમાં ન

તો સ્થળનું નામ છે ન ખુદાનું વર્ણન ! એ હદીસથી અલ્લાહ તઆલાનું સ્થળ ન હોવું કેવી રીતે સાબિત થાય છે ? હઝરત ઈમામુલ હરમયને કહ્યું "આજે અમારી મજલિસમાં કેટલાક એવા સાહબો મવજુદ છે જેઓ દેણદાર છે. જો કોઈ સાહબ દશ હઝાર દિરહમનું દેવું અદા કરી દેશે તો અમે એ પ્રશ્નનો ઉત્તર આપીશું." આથી એક સજ્જન કે જેઓ ઇલ્મના ઉત્તેજક અને કદર બુઝનારા હતા, તેમણે એ દેવું પોતાને માથે લીધું, એટલે ઈમામુલ હરમયને એજ હદીસથી સાબિત કર્યું કે અલ્લાહ તઆલાનું કોઈ ખાસ ઘર કે કોઈ ખાસ સ્થળ નિર્માણ નથી.

## હદીસની દલીલ

હઝરત ઈમામુલ હરમયને જે કંઈ કહ્યું તેનો ભાવાર્થ એ છે કે એ હદીસમાં હઝરત યુનુસનું નામ એ માટે લેવામાં આવ્યું કે હઝરત યુનુસની તરફ સામાન્ય રીતે મન દોરાય છે અને એ ધારી શકાય છે કે તેમનો દરજ્જો ખચિત નબીએ કરીમ (સ.)થી ઓછો હશે, કારણ કે હઝરત યુનુસ તે પયગમ્બરોમાંથી છે કે જેમને વાતચીતનું અને મે'રાજનું માન માછલીના પેટમાં મળ્યું છે. હઝરત યુનુસનું નામજ ઝુન્નુન રાખવામાં આવ્યું છે. કુર્આનમાં એમને ઝુન્નુન કહયા છે :

હઝરત ઝુન્નુન કિવા યુનુસને જ્યારે એમ લાગ્યું કે કદાચ તેમણે ઠરાવેલી તારીખ ઉપર અઝાબ ન આવશે, તો તે ગભરાટમાં બહાર નીકળ્યા અને એમને એ શક અને સંદેહ થયો કે અલ્લાહ તઆલા એમનાથી કોઈ પુછપરછ કરશે નહિ અને એમના ઉપર કોઈ

તરેહની સખ્તી કરવામાં આવશે નહિ અને એમનાથી કોઈ તરેહની પકડ થશે નહિં."

એ વિચારે તેઓ નીકળી નાઠા, પણ ત્યાં તો પકડ થઈ અને નિરૂપાયે સમુદ્રમાં ફેંકાયા અને એક માછલીએ એમને કોળીયો બનાવ્યા.

માછલી હઝરત યુનુસને ગળી ગઈ અને હઝરત યુનુસ ઘણા દુઃખી હતા. માછલી પોતાના પેટમાં એ ઈશ્વરી અમાનતને લઈ સમુદ્ર તળીએ જઈ પહોંચી. હઝરત યુનુસ ઘણા દુઃખ અને સંતાપમાં પડી ગયા. એમણે સમુદ્રના અંધકારમાં અલ્લાહને પોકાર્યો અને અલ્લાહનીજ હસ્તી દરેક નિરાશીની આશા અને દરેક નિરાધારનો આધાર છે. તેને પોકાર કરી બોલાવ્યો, અને "લાઈલાહા ઈલ્લા અનતા" કહી બોલાવ્યો. હઝરત યુનુસની એ હાક જે માછલીના પેટમાં અને સમુદ્રના તળીએ હતી; કિન્તુ અંધકારની અંદર અંધકાર–સમુદ્રની ઉંડાઈ અને માછલીનું ઉદર, લગાર કલ્પના કરો. "ઝુલોમા તુ નબઅદુહા ફવકા બઅદ" "એ અંધકારોમાં તેમણે હાક પોકારી અને એ હાક તેમને માટે લાભદાયી નીવડી." કેટલીક તફસીરોમાં જોયું છે કે જ્યારે હઝરત યુનુસ સમુદ્રના તળીએ પહોંચ્યા તો તેમને લાગ્યું કે સમુદ્ર તળે કોઈ વસ્તુ અલ્લાહની પવિત્રતા વર્ણવી રહી છે એમને નવાઈ લાગી કે અત્રે કોણ અલ્લાહનું સ્મરણ કરી રહયું છે? તેમને જણાયું કે જે કાંકરા તળીયે પડયા હતા તે ખુદાની પવિત્રતા ગાઈ રહયા છેઃ ત્યારે તેમને એ ઉપરથી પ્રેરણા થઈ અને અલ્લાહને તેમણે પોકાર્યો અને એ પોકારની હાક અલ્લાહે સાંભળી.

### અલ્લાહની યાદ મુકિતનું સાધન છે

હક તઆલાએ કુર્આનમાં કહયું છે :

"ફ લવલા ઇન્નિહુ કાના મિનલ મુસબ્બિહીના લ લબિ સા ફી બતનિહી ઇલા યવમિ યુબઅસૂન (અર્થાત) જો હઝરત યુનુસ અલ્લાહની યાદ ન કરત તો કયામત સુધી માછલીના પેટમાં કયદ રહેત."

એ આયતથી એ પણ જણાયું કે ખુદા તઆલાની યાદ, તેનું રટણ–સ્મરણ દુઃખો અને મુસીબતોને દુર કરે છે. એથી નબીએ કરીમે (સ.) કહયું છે કે "જ્યારે કોઈ બંદો દુઃખ અને મુસીબતમાં સપડાય તો તેને જોઇએ કે : "અલ્લાહુ લા ઉશરિક બિકા શયઆ " કહયા કરે. તો અલ્લાહ તેની મુસીબત દુર કરશે. હઝરત અબ્દુલ્લાહ ઇબ્નિ અબ્બાસથી બુખારીમાં રિવાયત છે કે નબીએ કરીમ (સલ.) દુઃખ અને બેચેનીની હાલતમાં કહેતા : "લાઇલાહા ઇલ્લિ–લલ્લાહુલ અલીમુલ હલીમુ, લાઇલાહા ઇલ્લાહુ રબ્બુલ અર્શિલ અઝીમ લાઇલાહા ઇલ્લાહુ રબ્બુસ્સમાવાતિ વ રબ્બુલ અરદિ વ રબ્બુલ અર્શિલકરીમ."

જ્યારે હઝરત યુનુસ અથવા માછલીવાળા સાહબે ખુદાને હાક મારી તો તેમની હાક ખુદાએ સાંભળી લીધી અને માછલીના પેટમાંથી તેમને કાઢી લીધા. સુરે નુનમાં દર્શાવવામાં આવે છે:

(નબીએ કરીમ (સં.)ને ઉદ્દેશી દર્શાવવામાં આવે છે) આપ સબ્ર કરો અને હઝરત યુનુસ પેઠે બે સબરી અને ગભરાટને ઝાહેર ન કરો. જ્યારે તેણે મને પોકાર્યો તો તે ઘણોજ શોકાતુર હતો. જો અલ્લાહનો ઉપકાર તેની સહાય ન કરત તો ખુદા જાણે તેને ક્યા મયદાનમાં ફેંકી દેવામાં આવત પણ અલ્લાહે તેને નવાઝયો અને તેને સત્પુરૂષોમાં ગણ્યો."

## હઝરત ઝુન્નુન મિસ્રીની ઘટના

મને હઝરત ઝુન્નુન મિસ્રી (રહ.)ની એક ઘટના યાદ આવી ગઈ. એક વેળા હઝરત ઝુન્નુન મિસ્રી (રહ.) માછલીઓ પકડી રહયા હતા અને માછલાં પકડી પકડી પોતાની પુત્રીને આપતા જતા. પુત્રી એ માછલાંને ફરી નદીમાં છોડી દેતી હતી. થોડી વાર પછી હઝરત ઝુન્નુને પુત્રીને પુછ્યું, "માછલા કયાં છે?" તેણે કહયું, "મેં તો નદીમાં મુકી દીધા." બાપે અચંબા સાથે પુછ્યું કે "એમ શા માટે કર્યું?" તેણે કહયું કે "મેં સાંભળ્યું છે કે જ્યારે જાનવરો ખુદાની યાદથી ગાફિલ થઈ જાય છે તો તેઓ શિકાર થઈ જાય છે, તેથી જે માછલાં આપની જાળમાં ફંસાયા હતા, તેઓ તેજ માછલાં હતા કે જેઓ ખુદાની યાદથી ગાફિલ હતા. મને એ ભય લાગ્યો કે કંઈ એ ગાફિલ અને બેદરકાર માછલા ખાઈ અમે પણ ખુદાની યાદથી ગાફિલ ન થઈ જઈએ."

## નબીએ કરીમ (સલ્લ.)ની શિક્ષણ પદ્ધતિ

મેં જે કંઇ વિનવ્યું હતું તે આત્મવાદ (રૂહાનીયત) વિષે હતું. એમાં (મઆઝલ્લાહ) કોઈ પણ નબીમાં ન્યુનતા દાખવવાનો મારો હેતુ ન હતો ખરી બિના એ છે કે જનાબ રસૂલુલ્લાહ (સ.)ની આત્મશક્તિ બીજા સર્વે નબીઓ (અ.)ની આત્મશકિતના મુકાબલામાં વધુ બળવાન અને મઝબૂત હતી. એજ કારણ છે કે એમને ત્રેવીસ વર્ષમાં જે સફળતા પ્રાપ્ત થઈ તેવી સફળતા બીજા નબીઓને લાંબા કાળ સુધીમાંયે પ્રાપ્ત થઈ નથી. નબીએ કરીમે (સ.) પોતાની કવમને સીધા માર્ગ પર લાવવા જે પધ્ધતિ ધારણ કરી હતી તે આશ્ચર્ય

પમાડે તેવી છે. એવી જાહિલ કવમની નાડ એવા ડહાપણથી જોઈ કે વિદ્યાજ્ઞાનની કળાની ખુબી ઝાહેર થઈ ગઈ. એ વિષે અલ્લાહ દર્શાવે છે : વ યુઅલ્લિમુહુમુલ કિતાબા વલ હિકમત."

અલ્લાહની હસ્તી તેના ગુણના ઉંડા ઉંડા પ્રશ્નો અને ઇસ્લામી શરીઅતના બારીક મુદ્દાઓ, મરણ પછીની દુન્યાના રહસ્યો જનાબ રસૂલુલ્લાહે એ પ્રજાને એવી રીતે સમજાવ્યા કે તેઓના મનમાં ઠસી ગયા. જે શિક્ષણ પધ્ધતિ હઝરત રસૂલે ખુદા (સ.)એ ધારણ કરી હતી તે તો એમનુંજ કામ હતું. નાના દષ્ટાંતો આપી એવા ગંભીર પ્રશ્નોને મનમાં ઠસાવ્યા કે અરબના ભટકતા બદુઓ આકાશમાં ઉડવા લાગ્યા. જેઓની ગલથુથીમાં શિર્ક પડયું હતું, તેવા મુશરિકો એક ખુદાનો પોકાર કરવા લાગ્યા. મૂર્તિપૂજકો ખુદા-પૂજકો થઈ ગયા.

ખુદાની ખુદાઈથી અંજાણ લોક ખુદાની હસ્તી અને ગુણોના જાણકાર બની ગયા. કબરની દુન્યાનો ઇન્કાર કરનારા, કયામત અને જન્નત દોઝખમાં માનનારા થઈ ગયા. ઇબ્રાહીમી ધર્મને વીસરી જનારાઓએ ઇબ્રાહીમી ધર્મને પુનઃ સજીવન કરી દીધો અને જે કા'બા-ઘરમાં બદુઓને હાથે મૂર્તિઓ બિરાજમાન થતી હતી, તે નવેસરથી એક નિરંજન નિરાકાર ખુદાનું ઘર બની ગયું. હું તમારી સમક્ષ થોડાક દષ્ટાંતો આપી મારૂં ભાષણ સમાપ્ત કરીશ. એ દષ્ટાંતોથી તમને નબીએ કરીમ (સ.)ની શિક્ષણ પધ્ધતિનું જ્ઞાન થઈ આવશે. ભવિષ્યનો ઈતિહાસ કોઈ બીજા પ્રસંગે કહીશ. એ થોડાક દ્રષ્ટાંતોથી તમને જણાઈ જશે કે નબીએ કરીમે (સલ.) કેવી તનતોડ મહેનત વડે એક જંગલી, અભણ કવમ કે જે જગતની સૌથી પછાત કવમ ગણાતી હતી, તેને ઇઝ્ઝત અને ઉન્નતિરૂપી આકાશના

તારાજ નહિં બલ્કે સૂર્ય-ચંદ્ર બનાવી દીધી. એ કામ હુઝુર (સ.)નું હતું. એ બીજા ઈન્સાનથી થવું અશક્ય હતું. એનેજ અમારી પરિભાષામાં મુઅજિઝા-ચમત્કાર કહે છે. હું ફરી વિનવીશ કે અરબસ્તાનની જાહિલ પ્રજાની કલ્પના કરો અને નબીએ કરીમ (સ.)ના દ્રષ્ટાંતો ઉપર મનન કરો કે કેવા કેવા કઠિન પ્રશ્નોને સ્હેલ બનાવી સમજાવી દેવામાં આવે છે. **અલ્લાહુમ્મા સલ્લિ અલા મુહમ્મદ વ આલા આલિ મુહમ્મદ !**

## દ્રષ્ટાંતો

દ્રષ્ટાંતોમાં કોઈ ઠેકાણે સવાલો છે અને સવાલના જવાબમાં દ્રષ્ટાંત રૂપે સવાલનો ઉકેલ કર્યો છે અને કોઈ જગ્યાએ આરંભથીજ દ્રષ્ટાંત આપી મુળ મુદ્દાને જાહેર કર્યો છે.

## નમાઝની મિસાલ

જો કોઈ માણસના ઘર નઝદીક એક પાણીની નહેર વહેતી હોય અને એ તેમાં પાંચ વાર નહાતો હોય, તો શું તેના શરીર ઉપર મેલ બાકી રહેશે ? પ્રેક્ષકોએ જવાબ આપ્યો "હે અલ્લાહના રસૂલ ! પાંચ વાર સ્નાન કરનાર ઉપર કેવી રીતે મેલ બાકી રહી શકે છે ? એમણે કહ્યું : "**જેમ પાંચ વાર ગુસ્લ કરનાર ઉપર મેલ બાકી રહેતો નથી તેજ પ્રમાણે પાંચ વખતની નમાઝ પઢનારના માથે કોઈ ગુનાહ બાકી રહેતો નથી.**

## હજની મિસાલ

એક વાર ઝાડની એક શાખા કે જેમાં થોડાક સુકા પાંદડાં લાગેલા હતા. તેને હાથમાં લઈ હુઝુરે (સ.) હલાવી. પાંદડાં સુકા હતા,

એટલે ખરી પડયા. આપે પૂછયું, "એ ડાળમાં કોઇ પાંદડું બાકી છે?" પ્રેક્ષકોએ ઉત્તર આપ્યો, "હે અલ્લાહના રસૂલ! કોઈ પાંદડું બાકી નથી." આપે દર્શાવ્યું કે "જેમ આ સુકી ડાળના સર્વ પાંદડાં ખરી પડયા. એજ પ્રમાણે હજ અદા કરવાથી સર્વ ગુનાહ ખરી પડે છે."

## ઇર્ષા અને લોભનો દાખલો

"જો બે ભુખ્યા વરૂઓને બકરાંના ટોળામાં છોડી મુકવામાં આવે તો તેઓ બકરાંને કેટલું નુકસાન પહોંચાડશે?" પ્રેક્ષકોએ જવાબ આપ્યો, "હે અલ્લાહના રસૂલ! જો બે ભુખ્યા વરૂ બકરાંઓના ટોળામાં પેસી જાય તો સર્વ બકરાંનો નાશ કરી નાખે અને ચીરી ફાડીને કકડે કકડા કરી નાખે." એમણે દર્શાવ્યું કે "**જેમ બે ભૂખ્યા વરૂ બકરાંઓનો નાશ કરે છે તેજ પ્રમાણે ઈર્ષા અને લોભ એક માણસની નેકીઓ–પૂન્યોનો નાશ કરે છે.**"

## ઈર્ષાનું દ્રષ્ટાંત

"**ઇર્ષા ઈન્સાનની નેકીઓને એવી રીતે ખાઈ જાય છે કે જેવી રીતે અગ્નિ સુકા લાકડાંને બાળી ભસ્મ કરે છે.**" "અલહસ્દુ યાકુલુલ હસનાતિ કમા તાકુલુ ન્નારૂલ હતબા."

## સારી નરસી સંગતનું દૃષ્ટાંત

સારા માણુસ પાસે બેસવાનું દ્રષ્ટાંત એવું છે કે જેમ કોઈ અત્તરના વ્યાપારી પાસે બેસી જાય. જો એ તેની પાસેથી અત્તર ન લેશે તો પણ મગઝને સુગંધીનો લાભ તો પહોંચશેજ. નઠારા માણુસ પાસે

બેસવાની મિસાલ એવી છે કે જેમ કોઈ માણુસ લુહારની ભઠ્ઠી પાસે બેસી ગયો. જો કંઈ વધુ હાનિ ન પહોંચશે તો ઓછામાં ઓછું એટલું તો થશે કે લુગડાંજ કાળાં થઈ જશે અથવા ભઠ્ઠીમાંથી ઉડતી ચીણગારીઓથી કપડાંમાં કાણાં પડી જશે.

જોયું આપે પરસ્પરના સામાજીક વ્યવહારના મહાન પ્રશ્નને થોડાક શબ્દોમાં સમજાવ્યો છે. સારા માણુસ પાસે બેસવાથી લાભજ લાભ છે, અને નઠારા માણુસની સોબતમાં હાનિજ હાનિ છે. ઓછામાં ઓછા લાભ અને ઓછામાં ઓછી હાનિ તરફ ઈશારો કરી દીધો. એનેજ આરિફ રૂમીએ કહયું છે :

સુહબતે સાલિહ તુરા સાલિહ કુનદ !
સુહબતે તાલિહ તુરા તાલિહ કુનદ !

નેક માણુસોના સત્સંગની અસરનું તો પુછવુંજ શું ? અફસોસ એ છે કે આજકાલ સત્પુરૂષો તો કબરોમાં જઈ સુઇ ગયા, જેમના સત્સંગની એક ઘડી ઇન્સાનને કામિલ પુરૂષ બનાવી દેતી હતી. સત્સંગ અને સાથે બેસવું મહાન વસ્તુ છે.

## "અદ્દુન્યા સિજનુલ મુઅમિન વ જન્નતુલ કાફિર!"

(દુન્યા મોમિન માટે કેદખાનું અને કાફિર માટે જન્નત છે.)

હું માનું છું કે દુન્યાની ઝિંદગી કાફિર માટે એક બાગ છે અને એને એમાં ઘણો રસ પડે છે. પણ એનીય ના પડાય છે કે કાફિરને એ બાગમાં કદીયે દુઃખ પહોંચતું નથી ? સાહબો હું આ સંસાર-જીવનથી અજાયબીઓ તમને શું દેખાડું ? જે લોકો આઠે પહોર હસ્તા રહે છે અને જેમની દરેક પળે બત્રીસીઓ દેખાતી રહે

છે, અને જેઓ કદી રડવાનું નામ પણ જાણતા નથી, મેં તેમને ચોધાર આંસુએ રડતાં અને પોકેપોક રડતાં જોયા છે અને જેમની આંખના આંસુ સુકાતા ન હતા, જેઓ હમેશાં રડતાંજ રહેતા હતા. તેમને મેં ખડખડાટ હસ્તા અને ખૂબ ખીલી ખીલીને હસતા જોયા છે. એ જગતની ક્ષણભંગુરતાના પણ કંઈક અજબ કરૂણાજનક દાસ્તાન છે. મિર્ઝા સાહબ એક શિઅરમાં એ બંને સ્થિતિઓનું ઠીક ચિત્ર દોરે છે:

ખુદા દેતા હે જિનકો અયશ ઉન્કો ગમભી હોતે હંય
જહાં બજતે હેં નક્કારે, વહાં માતમ ભી હોતે હંય

## એક શંકાનું ખંડન

કેટલાક સાહબો "અદુન્યા સિજનુલ મુઅમિન જન્નતુલ વ કાફિર" પર એવી શંકા કરે છે કે કાફિરને સંસારમાં શા માટે દુ:ખ થાય છે? કેટલાક મુસલમાનોને અમે સુખચૈનમાં જોઈએ છીએ અને કેટલાક કાફિરોને દુ:ખમાં સપડાયલા જોઈએ છીએ. તો એ શંકા અવશ્ય થાય કે જેલખાનામાં ચેન કેવું અને બાગમાં દુ:ખ કેવું? એ શંકાનો એક ઉત્તર તો એજ છે જે સૈયદના ઈમામ હુસયને (રદી.) આપેલો કહેવાય છે અને એ જવાબ ઉત્તમ છે. દુ:ખ અને સુખનો આધાર પરલોક ઉપર રાખવો જોઈએ. મુસલમાનને કેટલુંયે સુખચેન પ્રાપ્ત કેમ ન થાય, પરંતુ પરલોકના સુખના મુકાબલામાં એ સુખ કંઈ વિસાતમાં નથી. એજ પ્રમાણે કાફિરને કેટલુંયે દુ:ખ આ લોકમા કેમ ન હોય, છતાં દોઝખ અને તેના અઝાબના મુકાબલામાં એ સુખજ ગણાય. સૈયદના ઈમામ હુસયન (રદી.)નો એ જવાબ બીલકુલ

ચોક્ખો છે અને એ પછી હદીસના અર્થ સમજવામાં કંઈ મુશ્કેલી રહેતી નથી.

### હદીસ શરીફના બીજા અર્થ

ઉપર્યુક્ત હદીસનો સામાન્ય અર્થ તો એજ કરાય છે કે "સંસાર મોમિન માટે કેદખાનું છે અને કાફિર માટે જન્નત છે." અને એનો ભાવાર્થ એમ સમજાવવામાં આવે છે કે આ સંસારમાં મોમિન માટે દુઃખો અને કષ્ટો છે અને કાફિરો માટે સુખચેન, અયશ–આરામ છે. બનવાજોગ છે કે એ હદીસના એજ અર્થ થતા હોય, પણ સામાન્ય રીતે મુસલમાનો ઉપર સખ્તી અને કાફિરો ઉપર નરમાઈ થશે. એ અર્થ નહિ કે કોઈ કાફિરને દુઃખજ ન પડશે અને કોઈ મુસલમાનને સુખજ નસીબ ન થશે. બલ્કે મુખ્યત્વે કરી કાફિરો સાથે નરમ અને મુસલમાનો સાથે સખત વર્તન આદરવામાં આવશે, જેમકે એક રિવાયતની ઈબારતથી એમ પણ સાબિત થાય છે કે જે રિવાયતમાં નબીએ કરીમે (સલ.) બંને પક્ષોનો પોતાની દુઆમાં સમાવેશ કર્યો છે. જો ઝિંદગીમાં એ ફેર ઝાહેરમાં ન આવે તો મવતના સમયે એનો ફેર અવસ્ય છે. જેમ હુઝુરે (સ.) દુઆ કરી છે. "યા અલ્લાહ, જે તારા ઉપર ઈમાન લાવ્યા છે અને મને રસૂલ જાણે છે, તું તેના દિલમાં તારા દર્શનનો પ્રેમ ઉત્પન કર અને તેની ઉપર મવત સ્હેલ કરી દે, પણ તેને દુન્યા થોડી આપ અને જે તારા ઉપર ઈમાન નથી લાવ્યા, મારી રિસાલતનો જેમણે સ્વીકાર કર્યો નથી. તેને દુન્યા ઘણી આપ, પણ તેના દિલમાંથી તારા દર્શનના પ્રેમને દુર કર અને તેની ઉપર મવત મુશકિલ કરી દે." ઘણું કરીને એ રિવાયત ઈબ્નિ હબ્બાનની છે.

એ હદીસથી એ વાત પણ માલમ પડે છે કે પરલોકના ચેન–આરામ અને ત્યાંના સુખ–સંતોષ આ લોકના કષ્ટોનો બદલો છે. સાર એ કે હદીસ શરીફના એ તો ઝાહેરી અર્થ છે કે કેદખાનું દુઃખની જગ્યા છે અને બાગ સુખનું સ્થળ છે. છતાં મને કદી એવો વિચાર આવતો કે નબીએ કરીમે (સ.) એ અર્થને એ શબ્દોમાં કેમ ઝાહેર કર્યો? આલોકની ઝિંદગીને કેદખાનું અને બાગની ઉપમા કેમ આપી? પરંતુ જેલ–જાત્રા જવા પછી મને પણ એ વાત સમજાઈ ગઈ.

## જેલ-જીવન.

જેલમાં માત્ર એટલુંજ નથી કે કેદીને કષ્ટ પડે છે અથવા તેને દુઃખ આપવામાં આવે છે, બલ્કે જેલમાં સૌથી મોટી વાત એ છે કે ત્યાં "ડિસીપ્લીન" ઘણું પાળવું પડે છે. ઘંટડીના અવાઝ સાથે ખાવું શરૂ કરવું, ઘંટડીના અવાઝ સાથે ખાવું બંધ કરવું, ઘંટડીના અવાઝ સાથે જાજરૂ માટે બેસવું, ઘંટડીના અવાઝ સાથે જાજરૂ પરથી ઉભા થઈ જવું, દરેક વાતમાં નિયમિતતા જાળવવાની રહી. ઉઠવું, બેસવું, ચાલવું, ફરવું, કોટડીમાં બંધ થવું, નીકળવું, ટુંકમાં દરેક પ્રકારની હિલચાલમાં નિયમિતતા! કોઈ પણ કામ રઝા વગર કેદી કરી શકતો નથી. ન કોઈ આજ્ઞાનો વિરોધ કરી શકાય છે. એમ સમજી લ્યો કે એક આજ્ઞાધીન, તાબેદાર અને આજ્ઞા–પાલક ઊંટના જેવી તેની દશા છે કે જ્યારે તેને ઉભો કરવામાં આવે છે તો ઉભો થઈ જાય છે, અને બેસાડવામાં આવે છે તો બેસી જાય છે. દરેક પ્રકારની પાબન્દી જાળવવાનું અને આઝાદી ગુમાવી બેસવાનું નામ કેદખાનું છે. કોઈ પણ કાર્ય પોતાની મરઝી અને ઇરાદાથી કરી

શકતા નથી. જે કામ કરે છે તે પોતાના અધિકારીની આજ્ઞાથી કરે છે, તે એટલે સુધી કે ખાનપાન અને પેશાબ પાણીએ જવામાં પણ તે આઝાદ નથી. દરેક પ્રકારની આઝાદી અને સ્વાધીનતા ઝુંટવાઈ જવાનું નામ જેલખાનું છે. એનાથી ઉલ્ટા બીજા સ્થળનું નામ જન્નત રાખ્યું છે. બાગમાં ઇન્સાન આઝાદ હોય છે. જે તે ધારે છે તે તે કરે છે, જે ફળ ઇચ્છે તે ખાય છે, જ્યાં તેને ગમે ત્યાં બેસે છે, જ્યાં ચાહે ત્યાં સુએ છે. ટુંકમાં તે દરેક રીતે સ્વતંત્ર હોય છે. કોઈ બીજા માણસની આજ્ઞાનો મોહતાજ હોતો નથી. કિન્તુ બાગ-જીવન જેલ–જીવનથી તદ્દન ઉલ્ટું છે. એક બાજુએ પરાધીનતાજ પરાધીનતા છે અને બીજી બાજુએ આઝાદી અને સ્વાધીનતાજ સ્વાધીનતા છે. જ્યારે તમે એ બંને બાબતોને સમજી લીધી તો હવે હદીસના અર્થ સમજી લેવામાં કંઈ મુશકિલી નથી. સંસાર મોમિનનું કેદખાનું છે. કિન્તુ મુસલમાન સંસાર–જીવનમાં આઝાદ નથી, બલ્કે એના જીવનનો એકે એક ખુણો શરીઅતે ઇસ્લામીઆને સ્વાધીન છે. શરીઅત વિરૂધ્ધ ન તો એ ખાઈ શકે છે, ન પી શકે છે, ન ચાલી શકે છે, ન બેસી શકે છે. સારાંશ કે આખું જીવન અલ્લાહ અને રસુલ (સલ.)ના હુકમોના તાબે છે ન તો ખુદા અને રસુલના હુકમ વગર એક ડગલું ભરી શકે છે, ન હાલી શકે છે, ન કોઈ હુકમ બજાવી લાવવામાં આનાકાની કરી શકે છે.

## અધિકારનો નાશ

એથી દર્શાવવામાં આવે છે કે "વમા કાના લિમુઅમિનિન વલા મુઅમિનાતિન ઇઝા કદલ્લાહુ વ રસુલિહી અમરન અય્યકુના લહુમુલ

ખયરતુ મિન અમરિહિમ." અર્થાત કોઈ મોમિન પુરૂષ અને મોમિન સ્રીને અલ્લાહ અને તેના રસુલનો હુકમ સાંભળ્યા પછી એ અધિકાર બાકી નથી રહેતો, કે તે એના હુકમને બજાવી ન લાવે.

જ્યારે ખુદા અને એનો રસુલ (સલ.) કોઈ ચુકાદો કરી દે તો મુસલમાન સ્રી અને પુરૂષના અધિકારનો નાશ થઈ જાય છે, કિંવા એ ચુકાદાના વિરૂધ્ધનો અધિકારજ બાકી રહેતો નથી અને દરેક પુરૂષ સ્રી પર હુકમનું પાલન ઝરૂરી થઈ જાય છે.

સાહબો ! આપ લોકોએ મુસલમાનનું જીવન સમજી લીધું. એ છે કેદખાનાની ઝિંદગી અને એજ અર્થ "બલા મન અસલમા વજહુલ્લાહુ વ હુવા મુહસિન"ના છે. અર્થાત આપણે આપણી હસ્તીને કેદખાનાના ધણીને હવાલે કરી બેઠા છીએ. દુન્યામાં જેલખાનાના સુપ્રિન્ટેન્ડેન્ટને જેલર કે જેલના સ્વામિ કહેવામાં આવે છે. પ્રત્યેક કેદી એનો તાબેદાર અને આજ્ઞાધીન હોય છે. મુસલમાનોનો જેલર તે છે કે જેણે રૂહાની-જગતના એ પક્ષીને ચાર મુળ તત્વોની જેલમાં કેદ કર્યું છે.

ઝિંદગી ક્યા હે ? અનાસિરમેં હુઝુરે તરકીબ,
મવત ક્યા હે ? ઇન્હી અજઝાકા પરેશાં હોના !

જેમ એક કેદી કેદખાનામાં જેલરની આજ્ઞાનું પાલન કરે છે તેજ પ્રમાણે મુસલમાન પોતાના દરેક કાર્યમાં પોતાના પરવરદિગારનો તાબેદાર હોય છે.

"ઇન્ના સલાતી વ નુસુકી વ મહયયા વ મમાતી લિલ્લાહિ રબ્બિલ આલમીન લા શરીકા લહુ." (અર્થાત) મારી નમાઝ અને

મારી ઇબાદત, મારૂં જીવવું અને મારૂં મરવું સર્વે અલ્લાહ-બંને જગતના રબ માટે છે અને તેના હુકમો હેઠળ છે, કે જેનો (ખુદાનો) કોઈ ભાગીદાર નથી." એજ વિષે નબીએ કરીમ (સ.) દર્શાવે છે :—

"મોમિન એક નાથ ઘાલેલા ઊંટ પેઠે તદન આજ્ઞાધિન અને તાબેદાર હોય છે. જ્યારે એને થોભાવવામાં આવે તો તે થોભી જાય છે અને જ્યારે કોઈ સ્થળે બેસડાવામાં આવે છે તો બેસી જાય છે."

મોમીનના જીવનની આ કેવી સુંદર ઉપમા આપી છે! એનાથી ઉલ્ટું કાફિરનું જીવન છે, કે જે ખુદા તઆલાના કોઈ હુકમનું પાલન કરતા નથી. તે જે ચાહે છે તે ખાય છે, જે ઇચ્છે તે પીએ છે, જે ધારે તે કરે છે. મુસલમાન જે ડગલું ભરે છે તે ભર્યા પહેલાં તે ખુદાઈ હુકમો પ્રતિ નઝર ફેંકે છે, પરતુ કાફિર એ સર્વ બંધનોથી મુકત છે. "ઊલાઇકા કલ-અનઆમુ બલહુમ અદલ્લો."—દુર શા માટે જાઓ છો? એક કાફિરને કુદરતી હાજતની ઝરૂર પડે છે તો જે બાજુએ એને ગમે છે તે તરફ મોઢું કરી બેસી જાય છે, પણ એક મુસલમાનની સ્થિતિ જુઓ કે જ્યારે તેને કુદરતી હાજત હોય છે તો તે એજ પ્રથમ વિચારે છે કે કિબ્લો કઈ દિશાએ છે? એને એ ચિંતા રહયા કરે છે કે કંઈ કિબ્લાની તરફ મ્હોં કે પીઠ ન થઈ જાય, કારણ કે રસુલુલ્લાહ (સલ.)એ પેશાબ કે જાજરૂ કરવાની સ્થિતિમાં કિબ્લાની બાઝુએ મ્હોઢું કરી કે પીઠ કરી બેસવાની મનાઈ કરી છે. જોયું? એ છે મુસલમાન અને કાફિરની ઝિંદગીમાં તફાવત! એજ ફેર પ્રતિ ઇશારો કરવામાં આવ્યો છે કે "સંસાર જીવન મોમિન માટે કેદખાનું છે અને કાફિર માટે જન્નત છે." કિંવા મોમિનની ઝિન્દગી દરેક રીતે કેદ છે અને તે કોઈ કામ અમારા (અલ્લાહ અને રસુલની)

રઝા વગર કરી શકતો નથી, અને કાફિરની ઝિંદગી આઝાદ ઝિંદગી છે. એને કદી અમારી તાબેદારી અને આજ્ઞા-પાલનનો વિચાર સુધ્ધાં આવતો નથી.

## તવબાની ખુશીની કલ્પના

સાર એજ કે દુઃખ સુખની કલ્પના તો દરેક માણસ કરી શકે છે, પરંતુ અલ્લાહના આનંદ-ખુશીની કલ્પના મનમાં કરાવવી, આભાસ કરાવવો અને તે પણ હિજાઝના રેતાળ રણમાં ભટકતા બદદુઓને કલ્પના કરાવવી કેટલું મહા મુશ્કેલીનું કામ છે. ઉભય જગતના સરદારે (સલ.) એવા મુશ્કિલ પ્રશ્નનો કેવી સુંદર રીતે ઉકેલ કર્યો છે! તમે જાણો છો અરબસ્તાન એક રેતાળ રણ છે, કે જ્યાં માઈલો સુધી પાણી મળતું નથી. હિજાઝની આબોહવા, ત્યાંની ખુશકી અને રણ એવાજ છે કે જેવા તમારા રજપુતાનામાં. હવે હુઝુરે (સલ.) આપેલું દ્રષ્ટાંત સાંભળો. એઓ દર્શાવે છે કે માણસ પોતાના ખોરાક અને પાણી એક ઊંટ ઉપર રાખી જંગલમાં મુસાફરી કરી રહયો હોય. સંજોગે તે એક ઝાડ તળે આરામ લેવા બેસી જાય. એજ સ્થિતિમાં તેને ઝરા નિંદ્રા આવી ગઈ અને તેના ઊંટની દોરડી છુટી ગઈ. જ્યારે આંખ ઉઘડી તો જોયું કે જે ઊંટ ઉપર જીવન-સામગ્રીઓ લાદેલી હતી તે અદ્રસ્ય થઈ ગયું તો એ ઊંટની શોધ કરવા લાગ્યો. અરણ્યના તડકા-ગરમીમાં સપાટ મેદાનમાં દરેક દિશાએ દોડતો ફર્યો, પણ ઊંટનો કંઈ પત્તો લાગ્યો નહિં. અંતે થાકીને એક સ્થળે સુઈ ગયો અને મવતની વાટ જોવા લાગ્યો. તરસ વધી રહી છે અને શ્વાસ ખેંચાઈ રહયોં છે. ટુંકમાં દરેક રીતે મવતના ચિન્હો જણાવા લાગ્યા.

નિરાશાઓએ એ મુસાફરને ઘેરી લીધો. એજ નિરાશાજનક સ્થિતિમાં એક ધીમો અવાઝ તેના કાનમાં આવ્યો. આંખો ઉઘાડી જુએ છે તો એના જીવનની મુડી એના માથા પર ઉભી છે. બતાવો નિરાશ થએલા ઈન્સાનને એ ઊંટ મળી જવાથી કેવી ખુશી હાસિલ થઈ હશે?" હાઝર રહેલાઓએ વિનવ્યું કે "યા રસુલુલ્લાહ! એની ખુશીનો અંદાઝો કોણ કરી શકે છે? એણે તો બીજી વારની ઝિંદગી મેળવી, કિંવા મવતના મ્હોંમાંથી છુટકી આવ્યો." જનાબ રસુલુલ્લાહે (સ.) ફરમાવ્યું:—

"મવતની નિકટમાં ગએલા એ મુસાફરને ઊંટ મળી જવાથી જેટલી ખુશી પ્રાપ્ત થાય છે, તે ખુશી કરતાંયે વધુ ખુશી અલ્લાહને ત્યારે મળે છે કે જ્યારે કોઈ બંદો તેની સામે પોતાના ગુનાહોની તવબા કરે છે અને ભવિષ્યમાં ગુનાહો ન કરવાનું વચન આપે છે."

કોઈ માણસની તવબા વખતે અલ્લાહના આનંદની ખરી કલ્પના અરબસ્તાનના નવ-મુસ્લિમ તો શું કરવાના હતા, જુના મુસલમાનો પણ એનો અંદાઝો કાઢવા અશકત છે. એ તે કેફભરી હકીકત છે કે અહલે-ઝવક (અલ્લાહવાળા લોકો)જ એને સમજે છે.

## અહલે દિલની ખોટ.

હવે તે અહલે દિલ (અલ્લાહના મર્મો સમજનારા-અલ્લાહવાળા લોક) કયાં છે કે જેમની રૂબરૂ કંઈ વાત કહેવામાં આવે. તમારા જેવા સમજદારોની સમક્ષ તો વાત કરીને પોતાની વાત ગુમાવવી છે. ખુદા જાણે તમે શું સમજશો અને કેવી રીતે મારી વાતનું અનુકરણ કરશો. તમે શું જાણો કે કોઈ ગુનાહ માટે તવબા કરવી અને પોતાની ભૂલ ઉપર ખેદ કરવો, એક એવી પદ્વિના માલિક બનાવી દે છે કે

જે વર્ષોની તહજ્જુદની નમાઝો અદા કરતાંયે બંદાને મળતી નથી !
હઝરત આરિફ રૂમીએ પોતાની મસ્નવીમાં એક બનાવ લખ્યો છે :—

રસુલુલ્લાહ (સ.)ના એક સહાબીની જમાઅત સાથે નમાઝ છુટી ગઈ હતી. જ્યારે તે મસ્જિદે પહોંચ્યો તો તેણે જોયું કે લોકો નમાઝ પઢી બહાર નીકળી રહયા છે. તેમણે અચંબો પામી પુછ્યું કે "તમે લોકો કયાં જઈ રહયા છો ?" લોકોએ જવાબ દીધો કે "નમાઝ થઈ ગઈ, અમે નમાઝથી પરવારી પોત પોતાના ઘરે જઈ રહયા છીએ." એ સહાબીએ ફરી પુછ્યું કે "શું જમાઅત થઈ ગઈ?" લોકોએ કહયું કે "રસુલુલ્લાહે (સ.) સલામ ફેરવી દીધી અને જમાઅત થઈ ગઈ."

એ સહાબીને જમાઅત છુટી જવાથી એટલો શોક થયો કે તેની જીભથી એક "આહ" નીકળી ગઈ. એ આહ એવી જિગર બાળનારી હતી કે એમ ભાસતું હતું કે એનું કાળજું બળી જશે. જે લોકો નમાઝ પઢીને નીકળતા હતા તેઓમાંથી એક માણસે એ સહાબીને અલગ લઈ જઈ પુછ્યું : "તમને જમાઅતની નમાઝનો સવાબ જોઈએ છે ?" એ સહાબીએ જવાબ આપ્યો "હા, હું જમાઅતનો સવાબ ચાહું છું." પેલા માણસે કહયું કે "મારી જમાઅતનો સવાબ હું તમને એ શરતે આપું કે તમે મને એ "આહ" આપી દો" એ સહાબી રાઝી થઈ ગયા. આહ તેને આપી આવ્યા અને જમાઅતનો સવાબ તેની પાસેથી લઈ ઘેરે ચાલી આવ્યા. રાત્રે એમણે સ્વપ્નામાં જોયું કે કોઈ માણસ એને પુછે છે "હે ખુદાના બંદા ! આજે શું વેચ્યું ?" એમણે કહયું કે "એક આહ દિલમાંથી નીકળી હતી તે વેચી આવ્યો." પેલા પુછનારે કહયું કે તે આહ એવી તો અમુલ્ય હતી કે જો કયામતના દિવસે મહેશરના

લોકોમાં વેચી દેવામાં આવત તે તે સર્વેની નજાત–મુક્તિ માટે પુરતી હતી.

## ફરિશતાઓ અને શયતાનો

ભાઈઓ! ખુદાની એક સૃષ્ટી એવી પણ છે કે જે નેકીની પડખે પણ જતી નથી. એનાથી નેકીના કામનું થવું એટલું અશક્ય છે કે જેમ ફરિશતાઓથી ગુનાહોનું થવું અશકય છે. એ શું નેક કાર્યો કરશે? એ તો મનુષ્ય ઝાતને કુમાર્ગે પાડવાની ચિંતામાંજ રહે છે. જેમ ફરિશતામાં લિયાકત અને બિન લિયાકતનો સવાલ હતો, તેજ પ્રમાણે એ પ્રશ્ન અત્રે પણ મતભેદી છે, કે શયતાનો અને જિન્નાતોમાં નેકી કરવાની શકિત પણ છે કે નહિ? પ્રશ્ન ગમે તેટલો મતભેદવાળો હોય, પણ એ બાબતનો ઈન્કાર થઈ શકતો નથી કે ફરિશતાઓ માટે નેકી અને શયતાનો માટે બુરાઈ બીજી પ્રકૃતિ (ખસલત) બની ગઈ છે. ન તો ફરિશતાઓથી ગુનાહ થવાનો સંભવ રહે છે અને ન શયતાનથી નેકીના કામનો સંભવ. અલ્લાહની એક ત્રીજી સૃષ્ટી પણ છે. તે ન તો નેકી કરે છે, ન તો ગુનાહ કરે છે. એ ત્રીજો વર્ગ જાનવરોનો છે કે જે બુધ્ધિ અને સમજ વગરનો છે.

## સૃષ્ટીનો ચોથો વર્ગ

સૃષ્ટીના એ ત્રણ પ્રકારો ઉપરાંત એક ચોથો પ્રકાર પણ છે, અને બુધ્ધિ અને કાર્યના આધારે મખલુક (સૃષ્ટી)ના ચારજ વર્ગ પાડી શકાય છે. એક વર્ગ તે છે કે જે માત્ર ગુનાહજ કરે છે, બીજો એક વર્ગ તે છે જે સતકાર્યો–નેકીઓજ કરે છે. એક ત્રીજો વર્ગ છે જે ન ગુનાહ કરે છે, ન નેકી. અને વળી એક ચોથો વર્ગ છે કે જે

નેકી પણ કરે છે અને ગુનાહ પણ કરે છે. હવે તમેજ કહો કે એ ચાર સિવાય બીજોયે કોઈ વર્ગ હોઈ શકે છે? ચોથો વર્ગ કે જે ગુનાહ પણ કરે છે, અને નેકી પણ કરે છે તે આપ લોકોનો છે. આપ લોકોની મિસાલ એવી છે કે "કાઝીજી નિકાહમેં ભી, ઔર. કાઝીજી તલાકમેં ભી." હમણાં તમે વાઅઝમાં બેસી રડી રહયા છો અને થોડા વખત પછી તમે સીનેમામાં બેસી તાળીઓના ગડગડાટ સાથે ખડખડાટ હસો છો. સાર એ કે તમે પણ એક ધતિંગ છો! માખી પેઠે ન તો નજાસત પર બેસવાથી તમને તિરસ્કાર આવે છે, ન તો મિઠાઈ પર બેસવામાં તમને હરકત પડે છે. અલ્લાહે તમારૂં ચિત્ર ઠીક ખેંચ્યું છે. સુરે વશ્શમ્સમાં કહે છે. પ્રથમ તો સાત સોગંદ ખાય છે.

## કુર્આનના સોગંદ

આંજ કાલ કેટલાક મૂર્ખાઓ કહે છે કે અલ્લાહને કસમ ખાવાની શી ઝરૂર પડી? સોગંદની તો માણસની વાણી માટે ઝરૂર પડયા કરે છે. ખુદાની વાણીમાં સોગંદનું વર્ણન શા માટે? જાણે અલ્લાહ પણ આપ જનાબની સલાહથી કામ કરે. મને તો એ બાબતનો ખેદ થાય છે કે હવે જગતમાંથી વિદ્યાજ ઉઠી ગઈ! એક બાઝુએ તમે અલ્લાહની વાણીના વકતૃત્વ (ફસાહત-બલાગત)ના ગુણ-ગાન કરો છો, અને બીજી તરફથી સોગંદ ઉપર શંકા કરો છો. અરે, વાણી ત્યારેજ છટાદાર અને વકતૃત્વમય બને કે જ્યારે ખુબીઓવાળી હોય, સંજોગોને બંધબેસ્તી હોય, નિકર વાણી સંબંધ વિનાની થઈ જશે. ધારો કે તમારો વિરોધી એક વાત ઘણા બળપુર્વક સિધ્ધ

કરી રહયો છે અને તમે તેના મુકાબલામાં ઘણીજ નબળી દલીલ લાવી રદ કરો છો, તો શું એ ખંડન ખરૂં કહેવાશે? એવા તો સેંકડો દાખલા ઉર્દુમાં મવજુદ છે.

## વાણીને ભારદર્શક બનાવવી.

આપણા બોલ અને વાણીને ભારદર્શક બનાવવા અર્થે સોગંદ ખાવામાં આવે છે. આપનો સામાવાળો કહે છે કે ખુદાની કસમ, આજે ચંદ્ર નથી થયો. હવે જો તમે કહો કે "આજ ચંદ્ર થયો." તો એ તમારી વાણી નબળી છે. સામા પક્ષનો તમે ખરો જવાબ વાળ્યો નથી, પરંતુ જો તમારામાં બોલવાની અને વાત કહવાની લિયાકત છે તો તમારી ફર્ઝ છે કે તમે પણ સોગંદ ખાઇ કહો કે, "ના, ખુદાની કસમ, મેં પોતે જોયો છે. તું જુઠો છે." વાણીની ખુબી એ છે કે ભાર મુકવાના પ્રસંગે ભાર મુકાય અને ભાર મુકવાની ઝરૂર ન હોય તો ભારદર્શક શબ્દને છોડી દેવામાં આવે. એ તમને કયા પાગલે કહી દીધું છે કે ખુદાની વાણીમાં સોગંદ ન હોવા જોઇએ? કાફિરો તો સોગંદ ખાઈ ખાઇને રસુલુલ્લાહ (સ,)ની વિરૂધ્ધતા કરે અને અલ્લાહ ભાર મુકયા વગર પોતાના રસુલને સત્ય બતાવે, તો પહેલી વાણી બીજી વાણીના સરખા તોલે ઉતરશે? કાફિરો તો કહે કે "લાત અને ઉઝઝાની કસમ, તમે અલ્લાહના રસુલ નથી." અને અલ્લાહ માત્ર એટલું કહી દે કે "તું અમારો રસુલ છે," તો અલ્લાહનો એ ઉત્તર વાસ્તવિક ગણાશે? વકતૃત્વ-(ભાષાની છટા) માટે તો વાસ્તવિક એ કહી શકાય કે જેટલા ભાર દઇને કાફિરો એમની રિસાલતને જુઠી પાડે તેટલાજ ભાર સાથે એને સત્ય સાબિત કરવામાં આવે અને કહેવામાં આવે કે :—

"વલ કુર્આનિલ હકીમ, ઇન્નિકા લમિનલ મુરસલિન" (અર્થાત) "અમે કુર્આને હકીમની કસમ ખાઈએ છીએ; ખચિત આપ પયગમ્બરોમાંથી છો.

જ્યારે તમે વાણીની સબળતા કે નિર્બળતાના જાણકાર નથી તો હું કહીશ કે તમને વાત કરતાંજ આવડતી નથી. હવે એ બાબત રહી કે અલ્લાહે અમુક અમુક વસ્તુઓની કેમ કસમો ખાધી છે? તો ભાઈ સાહેબો એ વિષય ઘણો વિશાળ છે. મારો વિચાર એ વિષય ઉપર એક અલગ પુસ્તક લખવાનો છે. જો મને પ્રસંગ સાંપડયો અને અલ્લાહે મને એમાં સહાય આપી તો હું એ વિષયને એક પુસ્તક આકારે બહાર પાડીશ. જો એ પુસ્તક રચાઈ બહાર પડશે તો તે સમયે તમને જણાશે કે એ વિવિધ વસ્તુઓના સોગદમાં કેટલા રહસ્યો અને હુકમો સમાયલા છે, અને કેવા કેવા ડહાપણો છુપાં છે. અલ્લાહે દરેક પ્રસંગે કયા પ્રકારની સંભાળ રાખી સોગંદ ખાધા છે.

## હુઝુરની ઝિંદગીના સોગંદ

જનાબ મુહમ્મદ રસુલુલ્લાહ (સ.)ના જીવનની કસમ ખાધી છે. અલ્લાહ ફરમાવે છે: –

"લા અમરકા ઇન્નિહુમ લફી સકરતિહિમ યઅમહુન" (અર્થાત) હે મુહમ્મદ, તારા પ્રાણના તે સોગંદ! લોકો પોતાની ના ફરમાની અને આજ્ઞાભંગની કેફમાં બેહેકી રહયા હતા.

હવે અત્રે સવાલ એ ઉપસ્થિત થાય છે કે એ પ્રસંગે અલ્લાહે રસુલુલ્લાહ (સલ.)ની ઝિંદગીના કસમ ખાવાનું શા માટે પસંદ કર્યું

છે? કેમ ભાઈઓ, તમારો પણ એજ હેતુ છે ને કે અલ્લાહ તઆલાએ ઠેકઠેકાણે વિવિધ વસ્તુઓના કેમ સોગંદ ખાધા છે? હું વિનવું છું કે ઝરા આ મુદ્દા ઉપર મનન કરજો. હઝરત લુત (અ.)ના માનવંતા મહેમાનો પર હુમલા થાય છે. એક શરીફ માણસના મહેમાનોનું અપમાન કરવા કોઈ તૈયાર થઈ જાય તો વિચાર કરો કે એ પ્રતિષ્ઠિત માણસને કેવો સંતાપ થતો હશે? અને ફરી એ આબરૂ પણ કેવા પ્રકારની? અર્થાત કવમની માંગણી એ છે કે એ મહેમાનોને અમારે હવાલે કરી દો કે અમે તેમની સાથે કુદરતી કાનુન વિરૂધ્ધ વર્તન કરીએ. હઝરત લૂતને પણ એની ખબર નહોતી કે એ ફરીશતાઓ છે. કહો, હવે અલ્લાહના એક પયગમ્બર ઉપર એ ઘડી કેટલી આકરી થઈ હશે?

## હઝરત લૂત અને હઝરત ઈબ્રાહીમ (અ.)

એ તે કદાચ તમે જાણતા હશો કે હઝરત લૂતની વસ્તીઓ ઉપર અઝાબ કરવા જે ફરિશતાઓને નિર્માણ કર્યા હતા, તેજ ફરિશતા હઝરત ઇબ્રાહીમ (અલય.)ને પુત્રની શુભ–આગાહી આપવા માટે નિયંત થયા હતા, અને તેમને એવો હુકમ હતો કે પ્રથમ અમારા ખલીલને પુત્રની શુભ આગાહી સંભળાવી દેજો અને ફરી લૂતની કવમનો નાશ કરજો. કારણ કે એ કવમની ના ફરમાની હદ વટાવી ગઈ હતી. આથી એ ફરિશતાઓ પ્રથમ સૈયિદના ઇબ્રાહીમ (અ.)ની સેવામાં હાઝર થયા. એ ફરિશતાઓ સાધારણ માણસોના રૂપમાં આવ્યા હતા, તેથી ઇબ્રાહીમ (અ.) એમને માણસ સમજ્યા

અને પોતાની પરોણાગતની રૂએ જલ્દીથી સલામ દુઆ પછી એક વાછરડાનું ભુંજેલું માંસ એમની સામે ખાવા માટે મુકયું.

અલ્લાહ એ કિસ્સાને કુર્આનમાં આ પ્રમાણે વર્ણવે છેઃ—

"હે મુહમ્મદ! તમે ઈબ્રાહીમના માનવંતા મહેમાનોનો બનાવ જાણો છો? જ્યારે તે મહેમાનો હઝરત ઈબ્રાહીમ (અલય.) પાસે આવ્યા તો, અને તે ઝમાનાની સભ્યતા પ્રમાણે સલામ કરી તો હઝરત ઈબ્રાહીમે જવાબ આપ્યો અને પોતાના દિલમાં વિચાર કર્યો કે આ લોકો અજાણ્યા દેખાય છે. કારણ કે એ લોકો સાથે કોઈ ઓળખાણ ન હતી. એ પછી તેમને એઓ ઘરમાં લઈ ગયા, અને વાછરડાનું ભુંજેલું માંસ લાવી મહેમાનો આગળ મુકયું અને જ્યારે તેમણે ખાવા માટે હાથ લાંબો ન કર્યો તો હઝરત ઈબ્રાહીમનું દિલ કંપ્યું કે કદાચ એ મહેમાન કોઈ ભુંડા ઈરાદાથી આવ્યા છે. પરંતુ એ મહેમાનોએ હઝરત ઈબ્રાહીમને ખાત્રી આપી અને કહ્યું કે અમે ઈન્સાન નથી બલ્કે અમે તો ફરિશતાઓ છીએ અને લૂતની કવમની શિક્ષા માટે આવ્યા છીએ."

એ પછી હઝરત ઈબ્રાહીમ (અ.)ને શુભ આગાહી સંભળાવી કે આપને ત્યાં પુત્રનો જન્મ થશે. એ શુભ-સમાચાર સાંભળી સૈયિદિના ઈબ્રાહીમ (અલય.)ના પત્નિએ આશ્ચર્યજનક રીતે કહ્યું, "હેં, હવે મારે ત્યાં આવી વૃધ્ધાવસ્થામાં પુત્ર થશે? હું વૃધ્ધ થઈ ગઈ અને મારા પતિ પણ ઘરડા થઈ ગયા. આવી ઉમરમાં પુત્ર-પ્રાપ્તિ થવી એક અજબ અને અદ્‌ભુત વાત છે." ફરિશતાઓએ એ જવાબ સાંભળી કહ્યું, "તમને અલ્લાહ તઆલાની કુદરત અને હુકમ

ઉપર આશ્ચર્ય લાગે છે ? તેની નઝદીક તો એ બાબત કંઈ કઠિન નથી, જ્યારે તે માબાપ વગર પયદા કરી શકે છે તો માબાપના અસ્તિત્વમાં શું એમ કરવું મુશ્કિલ છે ?"

## લૂતની કવમ માટે ભલામણ

જ્યારે આ વાતો થઈ રહી ત્યારે હઝરત ઇબ્રાહીમે (અ.) લૂત (અ.)ની કૌમ માટે ભલામણ કરવી શરૂ કરી દીધી, કે હમણાં એમની ઉપર અઝાબ ન ઉતારવામાં આવે અને તેમને વિચાર કરવાની તક આપવામાં આવે. હુકમ થયો : " ઇબ્રાહીમ નરમ દિલના ઉદાર અને અમારા તરફ નમવાવાળા બંદા છે." એથી તેમણે લૂતની કૌમ સંબંધી વિવાદ શરૂ કર્યો. જ્યારે વધુ ભલામણ કરી તો અમે સ્પષ્ટ કહી દીધું કે " હે ઇબ્રાહીમ ! તમે એ મામલામાં દખલગીરી ન કરો, તમારા રબનો ઓર્ડર છુટી ચુકયો છે અને હવે તેમના પરથી અઝાબ પાછો ખેંચવામાં આવશે."

હઝરત ઇબ્રાહીમ એ હુકમ સાંભળી ચૂપ થઈ ગયા અને ફરિશ્તાઓને ઉદ્દેશી કહ્યું : " એ વસ્તીમાં લૂત પણ છે. શું તમે અખિલ વસ્તીનો નાશ કરશો." ફરિશ્તાઓએ જવાબમાં કહ્યું : " તમે સંતોષ રાખજો. અમે સર્વ વસ્તીના રહેનારાઓને ઓળખીએ છીએ. અમે સદુમ ગામના એક એક માણસને ઓળખીયે છીએ. અમે લૂત અને તેના સંબંધીઓને બચાવી લેશું. અલબત્ત, એની પત્નિના અમે ઝિમ્મેદાર નથી. લૂતની પત્નિનું પણ તેજ પરિણામ થશે કે જેવું બીજા કાફિરોનું."

## હઝરત લૂત અને ફરિશતા

સૈયદના ઈબ્રાહીમ (અલય)થી ફારિગ થઈ એ ફરિશતાઓ હઝરત લૂતની સેવામાં ગયા. હઝરત લૂત એમને પરોણા સમજ્યા અને પરોણાઓ પણ એવા કે જેઓ નવ યુવાન અને અતિ રૂપાળા હતા. હઝરત લૂત પોતાની કૌમની ઈરાનીઓના ચસકાવાળી કુટેવથી વાકેફ હતા. હઝરત લૂત એ ખૂબસૂરત મહેમાનોને જોઈ ઘણા ગભરાયા અને તેમને એમનુ આવવું ખરાબ પણ લાગ્યુ અને તેમણે પોતાના દિલમાં કહ્યું: "આજ ખુદા ખયર કરે. આજનો દિવસ ઘણો સખ્ત છે." આટલી અકળામણ છતાં પોતાની પ્રસિધ્ધ ઉદારતાના કારણે ઈન્કાર કરી શકયા નહિં. મહેમાનોનું ઘરમાં આવવું આફત સમાન નીવડયું. સદુમના બદમાશોએ હઝરત લૂતના ઘર ઉપર હુમલો કરી દીધો અને તેઓએ માંગણી કરી કે એ ખુબસુરત મહેમાન અમારા સ્વાધીન કરી દો. હઝરત લૂત ઘણા દુ:ખી બન્યા. એક તરફ મહેમાનોની આબરૂ ઈઝ્ઝતનો વિચાર અને બીજી તરફ બદમાશો અને દુષ્ટોની ચઢાઈ! દરેક રીતે તેઓ કૌમને સમજાવે છે, તેમની ખુશામદ કરે છે "લા તુખઝુના ફી દયફી અલયસા મિનકુમ રૂજુલુ રશીદ"—અલ્લાહના લીધે, મારા મહેમાનોના મામલામાં મને નીચું ન જોવડાવો. શું તમારામાંથી કોઈ પણ માણસ એટલો શરીફ અને સમજદાર નથી કે મારી ઈઝ્ઝત અને આબરૂને જાળવે ?"

જ્યારે તેઓ વધુ અકળાય છે તો તેઓ કહે છે કે "જો તમે એવાજ વિષય-વાસનાથી નિરૂપાય થયા છો તો મારી પુત્રીઓ મોજુદ છે. તેમની સાથે નિકાહ કરી લો. એ કામ શરીઅતના રૂએ યોગ્ય

પણ છે અને નૈતિક રૂએ પવિત્ર પણ છે. "હા ઉલાઈ બનાતી હુન્ના અતહર લકુમ" "એ મારી પુત્રીઓ છે અને એ તમારે માટે ઘણી પવિત્ર છે."

હવે વિચાર કરો કે હઝરત લૂત (અ.)ને કેટલો સંતાપ થયો હશે? હઝરત લૂતના શબ્દોથીજ તેમનો સંતાપ ટપકી રહ્યો છે. જ્યારે તેમણે જોયું કે એમની ખુશામદની કંઈ અસર થતી નથી તો ગભરાઈને તેમના મ્હોંડેથી એ શબ્દો નીકળી ગયા "કેવું સારૂ થાત કે મને તમારા મુકાબલાની શકિત હોત અથવા મારો કોઈ બળવાન આધાર હોત કે હું તેની રક્ષામાં ચાલ્યો જાત."

## હઝરત લૂતની ભૂલ.

હઝરત લૂતના એજ શબ્દો માટે નબીએ કરીમે (સ.) કહ્યું: "અલ્લાહ તઆલા લૂત ઉપર રહમ કરે કે તેઓ સંકટોનો મુકાબલો ન કરી શકયા અને એમના જીભે એવી વાત નીકળી ગઈ કે જે એમના પદને છાજતી ન હતી."

જોયું આપે, એનું નામ તે પરિક્ષા! વિચારો, મનન કરો, એક કટોકટીના સમયે એટલી વાત જીભે નીકળી ગઈ તે ઉપર તો ટીકા થઈ ગઈ કે કેમ અલ્લાહ સિવાય બીજો આધાર શોધાય છે? અલ્લાહની સહાય કેમ માંગવામાં ન આવી? એજ હદીસનો બીજો એક કકડો છે તે પણ સાંભળી લો. મોટા લોકોને કેવા પ્રકારના કષ્ટો નડે છે. નબીએ કરીમે (સ.) દર્શાવ્યું છે:

"જો હું કેદખાનામાં જેટલી મુદત હઝરત યુસુફ રહયા તેટલી મુદત રહેત તો હું બોલાવનારા સાથે થઈ જાત અને એમ ન કહેત કે જાવ પહેલાં મારા મુકદ્દમાની તપાસ કરો. ફરી હું બહાર આવીશ."

## હઝરત લુત અને હઝરત યુસુફની સમાનતા

મેં હમણા તમને કહયું હતું કે હઝરત યુસુફ (અ.)ને રાજકાજના મામલામાં મિસ્રની સરકારે કયદ કર્યા હતા. એક મુદત પછી સ્વપ્નાની તઅબીર કાઢવા સંબંધમાં તેમને છુટા કરવાનો હુકમ નીકળ્યો. જ્યારે શાહી હુકમ લઈ કાસિદ આવ્યો અને જ્યારે હઝરત યુસુફ (અ.)ને ખબર પડી કે મારા છુટકારાનો હુકમ આવ્યો તો તેમણે હુકમ લાવનાર કાસિદને કહયું કે પહેલાં મારા કેસની તપાસ કરાવો. જ્યાં સુધી મારા મુકદમાની તપાસ ન થશે ત્યાં લગી હું જેલથી બાહાર ન આવીશ. સાત વર્ષ સુધી જેલખાનામાં રહેવા પછી હઝરત યુસુફ (અ.)ની એ ધૈર્ય અને અડગતા ખરેખર એ કાબેલ હતા કે એના વખાણ કરવામાં આવત. એથી સરવરે કાયનાત (સ.) દર્શાવે છે કે "જો હું એટલા લાંબા સમય લગી કેદખાનામાં રહેત અને મારા નામે હુકમ આવત તો હું તરતજ જેલથી બહાર નીકળી આવત અને જે માણુસ છુટકારાનો હુકમ લઇ આવ્યો હતો તેની સાથે જેલ બાહાર નીકળી આવત." દેખીતી રીતે તો એ શબ્દોથી એમ જણુાય છે કે હઝરત યુસુફ (અ.)ના વખાણ છે. તેમની દ્રઢતા અને હિમ્મત, તેમની ધીરજ અને અડગતાના વખાણનો હેતુ છે. કે જે કામ હઝરત યુસુફે કર્યું તે મારી શકિતનુંયે ન હતું. જો મને એટલા માટે લાંબા કાળ લગી જેલ ભોગવવી પડત તો મારે માટે એ ઘણું અસહ્ય હતું કે મુકર્દમાની તપાસ લગી જેલમાં બેસી રહેત." જો કે રસુલુલ્લાહ (સ.નું એ કહેવું એ નમ્રતાની રૂએ હતું,

નિકર, એમના સબ્ર–ધીરજ, અડગતા તો પ્રત્યેક પયગમ્બર કરતાં ચઢીઆતાં છે.

## હદીસ શરીફના એક બીજા અર્થ

સાહેબો ! હદીસ શરીફના બીજા ભાગના અર્થ તો એજ છે જે મેં હમણા સમજાવ્યા અને દેખીતા એજ અર્થ છે, પરંતુ એક અર્થ બીજો પણ નીકળે છે. તે એ છે કે જેવી રીતે હદીસના પહેલા ભાગમાં લુત માટે "યરહમુલ્લાહુલુતા" અને "યગફિરૂલ્લાહુ લુતા" કહી હઝરત લુતની ભુલ પ્રતિ એક બારીક ઈશારો કર્યો છે. એજ પ્રમાણે હદીસના બીજા ભાગમાં પણ હઝરત યુસુફની એક ભુલ તરફ મોકળા સ્વરૂપમાં ઈશારો કર્યો છે અને તે એ છે કે હઝરત યુસુફનું એ કાર્ય જો કે એમની ધીરજ અને અડગતા, સબળ નિશ્ચયતા અને હિમ્મતનો ખુલ્લો પુરાવો છે, પણ માલિકની રઝામાં રાઝી રહેવાની રીતે વાસ્તવિક નથી. માલિકની રઝામાં રાઝી રહેવાની રીત તો એવી હોવી જોઈએ કે જ્યારે કેદખાનામાં જવાનો હુકમ થયો ચાલ્યા ગયા અને જ્યારે નીકળવાનો હુકમ થયો તો નીકળી આવત. હઝરત યુસુફનો શો અધિકાર હતો કે પોતાની સફાઈની કોશીશ કરે, બલ્કે રઝામાં રાઝી રહેવાની રૂએ તો એમ હતું કે જ્યારે બહાર આવવાનો હુકમ પહોંચ્યો તો અલ્લાહ તરફથી બ્હાર આવવાના સાધનો ઉત્પન્ન થયા હતા તો યુસુફે તે પ્રમાણે કાર્યપરાયણતા કરવી ઘટિત હતી. તેમણે એમાં પોતાના ઈરાદાને વચ્ચે નાંખવો ઘટિત ન હતું. જો મારી સાથે એવુંજ વર્તન આદરવામાં આવત તો હું માલિકની રઝાએ રાઝી રહેવાનો પૂરેપૂરો પુરાવો પુરો પાડત, અને મારા તરફથી એક શબ્દ વટિક પણ ન કહેત."

આ અર્થ જે મેં કર્યા તેના અંદાઝાથી હઝરત લુત અને હઝરત ઇબ્રાહીમ (અ.) ની અતિ સાધારણ ભુલો તરફ ઇશારો થશે અને હદીસના બંને ટુકડાઓમાં સંબંધ પણ સચવાશે.

## "અવ ઈલા રૂકનીન શદીદ"

હઝરત યુસુફ (અ.) સંબંધી જે કંઈ મેં કહયું તે એ ધોરણે ખરૂં કહેવાશે કે જ્યારે હઝરત લુત (અ) ના શબ્દની મતલબ એમ થાય કે તેમણે અલ્લાહુ સિવાય બીજાનો આધાર શોધ્યો, અને સંતાપના સમયે એ કહયું કે "જો મારાં સગાં સ્નેહીઓ અને કુટુંબ કબીલાના લોકો હોત તો મારી મદદ કરત, અને હું તેમની મદદ મેળવત. પણ જો તેમના શબ્દોના અર્થ એ થાય કે તેમણે "રૂકનીન શદીદ"થી અલ્લાહ તઆલાનો આધારના અર્થ લીધા હોય અને ખુદાનું રક્ષણ શોધ્યું હોય તો ફરી એમની એ ભુલ તરફ ઇશારો ન થશે; બલ્કે તેમની દયાજનક દશાનું વર્ણન થશે. તેમના સંતાપના વર્ણન વેળા તેમના માટે દુઆના શબ્દો ફરમાવ્યા હશે. અને અર્થ એ નીકળશે કે અલ્લાહ તઆલા લુત ઉપર કૃપા કરો, અને તેમને ક્ષમા અર્પો, તેમણે પોતાની નાલાયક કોમના હાથોએ કેવાં કેવાં કષ્ટો ઉઠાવ્યાં, અને તેમને કેવાં કેવાં ખેદજનક સંતાપોમાં સપડાવવામાં આવ્યાં અને જ્યારે હદીસના પહેલા વાક્યના એ અર્થ કરવામાં આવે કે હઝરત લુત (અ.) ના દુઃખનું વર્ણન કરી તેમના ધૈર્ય વખાણ કરવાનો ઉદ્દેશ છે તો હઝરત યુસુફ વિષે પણ એજ અર્થ થશે, કે તેમના અડગ નિશ્ચય અને ધૈર્યના વખાણ કર્યાં છે કે બંને વાકયોનો અર્થ-સૂચક સંબંધ બાકી રહી શકે.

સારાંશ કે જ્યારે હઝરત લુત (અ.)ની નાલાઇક કવમે એમના માનવંતા મહેમાનો ઉપર હુમલો કર્યો ત્યારે હઝરત લુત (અ.)ને જે સંતાપ થયો હશે તેની કલ્પના કરો, અને અલ્લાહના એક પયગમ્બરની આબરૂ અને તેની ઈઝઝત ભયમાં આવી ગઈ તેવા કટોકટીના સમયે તમેજ કહો કે હઝરત લુત (અ.) પર કેવી વિપત્તી પડી હશે? હઝરત લુત (અ.)ના આ સંતાપનું વર્ણન કરતાં કસમ ખાય છે: "લઅમરોકા ઈન્નહુમ લફી સકરતિહિમ યઅમહુન" અર્થાત "હે મુહમ્મદ! આપની ઝિંદગીની કસમ, સદુમના કાફિર પોતાની નાફરમાની અને વિષય-વાસનાની કેફમાં ચકચૂર હતા."

હવે હું જનાબથી પુછું છું કે એક પયગમ્બરની ઈઝઝત અને આબરૂની વાત છે. એવા પ્રસંગે જો એક પયગમ્બરના પ્રાણુનાજ કસમ ખાવામાં આવે તો શું એ, અવાસ્તવિક છે? એનાથી વધુ ઉત્તમ સંબંધ શો હોઈ સકે છે કે એક પયગમ્બરની નિરાધાર સ્થિતિ અને દુ:ખનું વર્ણન કરતાં આ દિલ–દ્રાવક અને શોકજનક બનાવ ઉપર બીજા પયગમ્બરની ઝિંદગી અને પ્રાણના સોગંદ ખાવામાં આવે? એ તો વાણીની અનહદ ખૂબી છે. એજ પ્રમાણે દરેક પ્રસંગે જ્યાં જ્યાં અલ્લાહે કસમો ખાધી છે ત્યાં કોઈ ન કોઈ હેતુ અવશ્ય જાળવેલો હોય છે.

## "વશ્શમસુ"ની સાત કસમો

એ વર્ણન ઘણું કરીને સુરે વશ્શમસની કસમોથી ચાલ્યું છે. એ સુરતમાં અલ્લાહે સાત વસ્તુઓના સોગંદ ખાધાં છે. "વશ્શમસુ વ દુહાહા! વલ કમરિ ઈઝા તલાહા! વન્નહારી ઈઝા

જહાહા ! વલ્લયલિ ઇઝા યગશાહા ! વસ્સમાઈ વમા બનાહા ! વલ અરદિ વમા તહાહા ! વનફસિંવ વમાસવ્વાહા ! ફઅલ હમાહા ફુજૂરહા વ તકવાહા !—સુર્યના સોગંદ, તેના પ્રકાશ તેજ થવાના સોગંદ ! ચંદ્રના સોગંદ, જ્યારે તે ચંદ્ર સુરજની આગળ પાછળ આવે, દિનના સોગંદ જ્યારે તે પ્રકાશિત કરવામાં આવે, અને રાત્રીના સોગંદ કે જ્યારે તે ઢંકાઈ જાય, આસમાન અને તેને બનાવવાના સોગંદ, પૃથ્વી અંને તેના વિસ્તારના સોગંદ, નફસ (આત્મા પ્રાણ)ના સોગંદ અને તેની રચના અને બરાબર કરવાની કસમ ! એ સર્વે કસમો પછી ઇન્સાનનું ચિત્ર નીચેના શબ્દોમાં ખેંચ્યું છે :—

"ફઅલ હમાહા ફુજૂરહા વતકવાહા—અર્થાત "ઇન્સાનનો આત્મા અને સ્વભાવ ફુજૂર અને તકવા (પાપ અને પરહેઝગારી)ના સંમેલનથી રચવામાં આવ્યો છે." કિન્તુ ઇન્સાન શું છે, ફુજૂર અને તકવાનું મિશ્રણ છે. તમારી સમજ બુધ્ધિમાં કંઈ સમાયું ? તમે કોણ છો ? પાપ પુન્યનું પારસલ છો. તમારામાં મલકિયત (ફરિશ્તાના ગુણ) અને શયતનત (શયતાનના ગુણ) બંનેનો સમાવેશ થએલો છે. તમારી પ્રકૃતિ એ જુદા જુદા ગુણો ખમીરોનું મિશ્રણ છે. ન તમે શુધ્ધ ફરિશ્તા છો કે તમારાથી ગુનાહ થઈજ ન શકે, ન તમે શયતાન છો કે ગુનાહ પછી તવબા અને નેકીજ ઝાહેરજ ન થઈ શકે. તમે અલ્લાહના રહમત (કૃપા) અને ગઝબ (કોપ)નાં ગુણ સ્વરૂપ છો. અને એજ કારણે તમને અલ્લાહના બંને હાથોની બનાવેલી વસ્તુ કહેવામાં આવે છે.

## મા ખલકતુ બિયદિય્યા (જેને મેં મારા બે હાથોથી બનાવ્યો છે.)

શયતાને જ્યારે તમારા દાદા આદમ (અ.)ની સામે વફાદારીના વચન આપવા ઇન્કાર કર્યો અને તેના ઉપર કેસ માંડયો તો કેસના દરમિયાન હાકેમના તરફથી તેને સવાલ પુછવામાં આવ્યો કે તમે એવી વ્યકિતની સત્તા સ્વીકારવા કેમ ના પાડી કે જેને મેં મારા બે હાથો વડે બનાવ્યો છે ? બંને હાથો વડે બનાવવાની મતલબ એ છે કે ઇન્સાનને મેં મારા ગુણ જલાલ (ક્રોધ) પ્રતાપ અને જમાલ (કૃપા)નું સાક્ષાત સ્વરૂપ બનાવ્યો છે. નમ્રતા અને ગર્વ બંને ગુણ માણસમાં મવજુદ છે.

## મુસ્લિમ શરીફની એક હદીસ

કદાચ તમે સાંભળ્યું હશે કે નબીએ કરીમે (સ.) ફરમાવ્યું કે જો સર્વ ઇન્સાન ગુનાહ કરવા છોડી દે અને સર્વેજ નેક બની જાય અને ફરિશતાઓ પેઠે નેકીનાજ કામો કરે અને ગુનાહોના દ્વારજ બંધ કરી લે તો અલ્લાહ તેમને બાકી ન રાખે બલ્કે તેમની જગ્યાએ એવી કવમ પયદા કરે કે જે ગુનાહ પણ કરે અને નેકી પણ કરે.

સાહબો ! હું કેવી રીતે તમને સમજાવું અને કયા શબ્દોમાં તમને બતાવું કે કોઈ ઉદારની ઉદારતા પોતાની પ્રસિધ્ધી અને જાહેરાત માટે આતુર હતી ? કોઈ સખીદાતાની અગણિત બક્ષીશો સવાલીઓની શોધમાં બેચેન ફરી રહી હતી, ગફફારની મગફિરત પોતાના પ્રકાશ માટે બેચેન હતી, કોઈ રહીમની અમાપ રહમત પોતાનું સ્થાન શોધી રહી હતી, કોઈ તવ્વાબ (તવબા કબુલ કરનાર)ને

તવબા કબુલ કરવાનો ઉમંગ હતો, પણ કોઈ તવબા કરનાર મળતો ન હતો, કોઈ મુઆફી આપનારને પોતાની ક્ષમાની ઝાહેરાત કરવી હતી પણ ક્ષમાની માગણી કરનાર કોઈ ન હતો!

## માગનાર અને તવબા કરનારની શોધ

સાહબો! જો કોઈ છુપી વ્યક્તિને પોતાની અનાદી ખુબીઓ ઝાહેર કરવાનો ઉત્સાહ ન હોય તો રાત્રીના પાછલા પહોરમાં કેમ એકેએક ઘરના દ્વાર ખડખડાવી પુછવામાં આવે છે કેઃ—

**"હલ મિન સાઈલિન, હલ મિન દાઈન, હલ મિન મુસ્તગફિરિન, હલ મિન મુસ્તરઝિકિન, હલ મિન મુબતલન—કોઈ માંગવાવાળો છે, કે હું તેને આપું? છે કોઈ પોકારનારો કે હું તેની પોકાર સાંભળું? છે કોઈ ક્ષમા યાચનાર કે હું તેને ક્ષમા અર્પું? છે કોઈ રોઝી માંગનારો કે હું તેને રોઝી આપું? છે કોઈ બીમાર કે હું તેને આરોગ્યતા આપું?"**

અલ્લાહ, અલ્લાહ! જોયો તમે અર્પણ કરવાનો ઉત્સાહ! જો કોઈ સખી પોતાની સખાવત માટે વ્યાકુળ નથી તો સવાર સાંજ કેમ હાથ પ્રસારી ગુનેહગારોની શોધ કર્યા કરે છે?

## દોઝખથી છેલ્લો છુટકારો મેળવનાર

કદાચ તમને યાદ હશે કે એક મુસલમાન પોતાના ગુનાહોના કારણે સૌથી છેલ્લો દોઝખમાં રહેશે. જ્યારે તેનાં નિકળવાનો સમય આવશે તો હુકમ થશેઃ "શા માટે ચીસો પાડે છે?" તે માણસ

કહેશે, "મારા માલિક, મને દોઝખે ખાઈ લીધો. સર્વે ગુનેહગાર મુસલમાન દોઝખથી નીકળી ગયા પણ મારા માટે એટલું તો કરવામાં આવે કે મને દોઝખના કિનારે ઉભો રાખવામાં આવે, અને જહન્નમની મધ્યમાંથી કાઢવામાં આવે."

આથી તેને પુછવામાં આવશે કે "જો તારી અભિલાષા પુર્ણ કરવામાં આવે તો ફરી તું કંઈ માંગશે નહિ?" તે ગુનેહગાર મુસલમાન કહેશે. "હે મારા પરવરદિગાર! હું કંઈ પણ ન માંગીશ." આથી તે ગુનેહગારને તેની ઈચ્છાનુસાર જહન્નમના કિનારા ઉપર ઉભો કરી દેવામાં આવશે. એક મુદ્દત લગી તે ત્યાં ચુપચાપ ઉભો રહેશે અને ફરી ચીસો પાડવાનું શરૂ કરી દેશે અને ફરી પુછાશે કે "હવે તને શું જોઈએ છે?"

તે જવાબ દેશે કે "હે અલ્લાહ! મને દોઝખની બહાર ઉભો કરી દો." એને કહેવામાં આવે છે કે "તેં તો કહયું હતું કે હવે હું કંઈ ન માંગીશ." એ ગુનેહગાર માણુસ વિનવશે, "મને તારી ઈઝઝત અને પ્રભાવના સોગંદ! જો તું મારી એ વિનંતી સ્વિકારી લેશે તો ફરી કંઈ ન કહીશ." આથી એ ગુનેહગારને જહન્નમ બહાર કાઢવામાં આવશે. દોઝખમાંથી બહાર નીકળતાં એને એક ઝાડ નજરે પડશે. એક મુદ્દત સુધી અને જ્યાં સુધી અલ્લાહ ચાહશે ત્યાં લગી તે મૌન સેવતો રહેશે. એ મૌન પછી તે ફરી અરઝ કરશે: "હે મારા પરવરદિગાર, તું મને પેલા ઝાડ નીચે પહોંચાડી દે તો હું આરામથી ત્યાં બેસીશ ને ફરી કંઈ ન કહીશ." તેને કહેવામાં આવશે કે "હે, ઈબ્ને આદમ! તું મહા જુઠો છે! તેં તો કસમ ખાઈને કહયું હતું કે હવે

હું કંઈ ન કહીશ." તે કહેશે કે હે "અલ્લાહ! તારી ઈઝ્ઝત અને પ્રતાપની કસમ ખાઈ કહું છું કે ઝાડ તળે પહોંચ્યા પછી કંઈ પણ માગીશ નહિં." આથી એની એ અરજ મંઝુર થાય છે. ઝાડ તળે પહોંચ્યા પછી એક લાંબી મુદ્દત સુધી તે ચુપ રહેશે, પરંતુ ઝાડ નીચે પહોંચ્યા પછી તેને જન્નતનાં દ્વાર નઝરે પડશે તો ફરી તે વીનવશે, "હે અલ્લાહ! મને જન્નતના દરવાજા સુધી પહોંચાડી દેવામાં આવે તો ફરી હું કંઈ વસ્તુ ન માંગીશ." એને કહેવામાં આવશેઃ "હે આદમ-પુત્ર! તું ઘણોજ જુઠો છે. દરેક વાર સોગંદ લે છે અને સોગંદ ભંગ કરે છે. તેં એમ નહોતું કહ્યું કે ઝાડ નીચે પહોંચ્યા પછી હું કંઈ ન કહીશ?" એ બંદો ફરી તેની ઈઝ્ઝત અને પ્રતાપ-પ્રભાવના સોગંદ ખાઈ વચન આપશે અને ઘણીજ ખાત્રી પુર્વક વાયદો કરશે કે "હે અલ્લાહ! જન્નતના દરવાઝાએ પહોંચી જવા પછી મને શી ઝરૂર બાકી રહેશે? દરવાઝા ઉપર બેઠાં બેઠાં જન્નત જોયા કરીશ અને તને કંઈ ન કહીશ," એની માંગણી મંજુર કરી લેવામાં આવશે અને તેને જન્નતના દ્વાર સુધી પહોંચાડી દેવામાં આવશે.

## માંગણુ અને દાતા વચ્ચે ખેંચતાણુ.

સાહબો, જન્નતના દ્વાર ઉપર પહોંચ્યા પછી એ માણસ ચુપ થઈ બેસી જશે અને એટલે લગી સબુરી અને ધીરજથી કામ લેશે કે અતિ ઉત્સાહ છતાંયે એક શબ્દ વટિક જીભથી ઉચ્ચારશે નહિ.

શવક કહેતા હય અભી અર્ઝે તમન્ના કીજિયે,
દિલ યે કહેતા હય કે પળતી નહીં હિમ્મત મિરી!

ખુદા જાણે એ મૌન અને સંયમનો મામલો ક્યાં લગી ચાલુ રહેશે, તે એટલે લગી કે સખી–દાતાની આતુરતા હદ વટાવી જશે. કોઇનો આપવાનો ઉત્સાહ અને ઉદારતાની લાગણીની એ દશા થશે કે ક્યારે માંગણુ કંઈ માંગે અને હું આપું ! અને ભિખારીને પણ હઠ આવી કે હવે હું પણ મારી જીભે કંઈ નહિ કહીશ. કેવી મઝેદાર હઠ–તકરાર હશે કે ભિખારી ચુપ બેઠો છે અને દાતા આતુર ઉભા છે કે ક્યારે એની જીભે પોતાની હાજતને ઝાહેર કરે અને હું તે પૂરી કરૂં. એ પ્રમાણે એક મુદ્દત ગુઝરી જાય છે પણ માંગણુ ઝરા હું કે હાં કરતો નથી. જ્યારે એ પ્રમાણે એક લાંબી મુદ્દત વ્યતિત થઈ જશે અને સવાલી કંઈ બોલશે નહિ, તો સખી–દાતા પોતેજ કહેશે, "હે બંદા હવે તું કંઈ નથી માંગતો ?"

આનું નામ તે સખાવતનો ઉત્સાહ અને ઉમંગ ! આ હઠવાદનું પરિણામ શું આવ્યું ? સવાલી અને સખી વચ્ચે હઠ–વાદ, અને ફરી સખીની હાર ! દરેક વાર તો સવાલીથી સબુરાઈ જળવાતી ન હતી અને આ વેળા કૃપાળુ દાતાથી સબ્ર ન થઈ શક્યો. વારૂ કોઇ એમ પુછી બેસે કે અલ્લાહને એ બાબત પુછવાની શી પરવા પડી હતી કે કેમ હવે કંઈ માંગવું નથી ? જો સવાલી મૌન સેવતો હતો તો તને છેડવાની શી ઝરૂર હતી ?

સાહબો ! એ બાબત એવી છે કે જે કહેવી કઠીન છે. એમ જણાય છે કે માંગનાર કરતાં દેનાર વધુ આકુળ વ્યાકુળ છે. જ્યારે કૃપાળુ દાતા તરફથી પુછાશે તો સવાલી વીનવશે કે "મને હવે લજ્જા આવે છે. કંઈ વાર તો સોગંદો લઈ લઈને તોડી ચુક્યો છું ! ' આથી એને કહેવામાં આવશે કે, "માંગવામાં શી શર્મ છે. અમે જાણીએ

છીએ કે તું જન્નતમાં જવા માંગે છે. જા, અમે તને ક્ષમા આપી, મુક્તિ આપી દીધી!" એ સાંભળી બંદો જન્નતમાં જવાની ઇચ્છા કરશે. પણ એને જન્તમાં કોઈ જગ્યા ખાલી નઝર પડશે નહિ, કારણ કે સૌથી પાછળ જશે એટલે સૌ જગ્યા ભરેલી જણાશે. તે જન્નતના દ્વાર પર ઉભો રહી કહેશે, "આપ રબ્બુલ આલમીન થઇને મારી મશ્કરી કરો છો?" એને જવાબ મળશે કે, "અમે મશ્કરી નથી કરતા, બલ્કે તારા માટે દુન્યા કરતાં દસ ગણું મોટું સામ્રાજ્ય અને સત્તા મવજુદ છે!"

## વિવેચનનો સાર

હકીકત એમ છે કે એ વાતનું કહેવું અને ન કહેવું બેઉ મુશકિલ. મને ખેદ થાય છે કે કેટલાક શબ્દો મારી જીભે એવા નીકળી ગયા કે જે અલ્લાહના મહિમા માટે લાયક ન હતા. હું જાણું છું કે અલ્લાહ દરેક પ્રકારની અકળામણ અને લાચારીઓથી પવિત્ર છે. તે એનાથી અતિ ઉચ્ચ છે કે તે કોઇથી હાર ખાઈ અથવા કોઇની આગળ હાથ પ્રસારે. પરંતુ ભાઈ, શું કરું, હું એ ભાવાર્થને આવી દલીલ વિના તમને કેવી રીતે સમજાવી શકત. હું તમને સ્પષ્ટ રીતે કહું છું કે હું જે કંઈ મનુષ્ય-ગુણો સમજયો છું તે ખેદ સહ કહું છું કે તમને સમજાવી શકયો નથી. અને અલ્લાહ ક્ષમા કરે કે એ પ્રયાસ અને પ્રયત્નમાં કેટલાક શબ્દો એવા અવાસ્તવિક અને નરમાશ-વિનાના નીકળ્યા કે જે દેખીતા રૂપમાં અલ્લાહની ઉચ્ચ અને ઉન્નત શાનને કદીયે લાયક નથી. જે વસ્તુ મેં તમને સમજાવવા કોશીશ કરી તે ખરું જોતાં સમજાવવાની વસ્તુ નથી. પહેલાં તો તમે કંઈ સમજ્યા ન હશો, અને જો કંઈ સમજ્યા પણ હોવ તો હું

તમને કહું છું કે ન સમજ્યા હોવ તેમ થઈ જશો, કારણ કે એ માર્ગમાં નાદાની, મુર્ખતા, ગાંડપણજ રક્ષિત અને સલામત રહે છે.

બક રહા હું જુનું મેં કયા કયા કુછ?
કુછ ન સમઝે ખુદા કરે કોઈ!

એ વિષેજ આરિફ રૂમીએ કહયું છે, અને ખુબ કહયું છે:-

આઝમુદમ અકલે દુર-અંદેશ રા!
બા'દ અઝીં દીવાના સાઝમ ખેશ રા!

## એક બીજું દૃષ્ટાંત

નબીએ કરીમ (સ.)ની શિક્ષણ-પધ્ધતિ વિષે હું એમ કહી રહ્યો હતો કે એમણે મહાન ગંભીર અને ગુંચવણ ભરેલા પ્રશ્નોને નાના દૃષ્ટાંતો-મિસાલો આપી એવી રીતે સમજાવી દીધા કે અરબસ્તાનના ભટકતા બદુઓ કે જેઓ પ્રત્યેક પ્રકારની સભ્યતા-સંસ્કૃતિથી સાવ કોરા હતા, તેઓ જગત-ગુરૂ બની ગયા, અને આજે જો કે મુસલમાનોની પાસે રાજ-સત્તા રહી નથી, છતાં જ્યાં સુધી ઇસ્લામી સભ્યતા-સુધારાનો સવાલ છે, તે સંબંધી તો જગતના વિદ્વાનો અને મહાન તત્વજ્ઞાની અને વિજ્ઞાનીઓ, ફીલોસોફરો અને હકીમો એવી રીતે પરાજીત થયા છે કે જેવી રીતે અસત્ય (બાતિલ) હંમેશા સત્ય (હક)ની સામે પરાજીત (મગલુબ) રહયું છે.

મેં કેટલાંક દૃષ્ટાંતો તમને સંભળાવ્યાં હતાં. એ સંબંધમાં અલ્લાહના આનંદ અને ખુશીનુંયે એક દૃષ્ટાંત કહેવામાં આવ્યું હતું અને એ વાત એટલી લંબાઈ કે તમને તો યાદ પણ ન હશે કે વાત કયાંથી શરૂ થઈ હતી. જનાબ રસુલુલ્લાહ (સ.)ના ચમત્કારો-મુઅજિ-

ઝાઓના વિવેચનમાં એ બાબત આવી હતી કે જો અમારા કેળવાયલા ભાઈઓ મુઅજિઝાઓને માનતા નથી તો શું ત્રીશ વર્ષની મુદ્દતમાં એક છેક પછાત કવમને એટલી બધી ઉચ્ચ અને ઉન્નત કરી દેવી અને કુદરતને ન જાણનાર કવમને કુદરતની જાણકાર બનાવી દેવી, એ ચમત્કાર નથી ? એ એક બીજી વાત છે કે નુબુવ્વતની દલીલો અને નુબુવ્વતની સિધ્ધતા માટે ચમત્કારો (મુઅજિઝા)ને કંઈ અધિકાર છે કે નહિં ?

તાત્પર્ય એ કે મુઅજિઝાત (ચમત્કારો)ના વિવેચનના સંબંધમાં હુઝુર (સ.) નાં શિક્ષણનું વર્ણન આવી ગયું. અને શિક્ષણના વર્ણનમાં શિક્ષણ–પધ્ધતિનો વિવાદ છેડાઈ ગયો. શિક્ષણ–પધ્ધતિમાં એક પેટા–વિષય દૃષ્ટાંતોનો પણ હતો; કિંવા નબીએ કરીમે (સલ.) દૃષ્ટાંતો આપી કેટલાક કઠિનમાં કઠિન પ્રશ્નોનો એવો ઉકેલ કર્યો કે જે સવાલોનું સમજવું સ્હેલ ન હતું. જો કે એ પ્રકારના સેંકડો દાખલાઓ કુર્આન અને હદીસમાં મળી આવે છે, પણ મેં તેમાંથી થોડાકની વિગત તમને કહી હતી.

## મોમિન અને મુનાફિકનું દૃષ્ટાંત

મેં હમણાંજ તમને કહ્યું હતું કે મોમિન પર મુસીબતો આવતી રહે છે અને મુનાફિક તથા ફાસિક ફાજિરને વિલંબ મળે છે. એ બાબત એવી છે કે ઘણી વાર સમજદાર માણસ પણ ગુંચવાડામાં પડી લાગણી–વશ થાય છે અને તેને લાગી આવે છે કે હું નમાઝ પણ પઢું છું, ઈબાદત પણ કરૂં છું, પરંતુ મારા ઉપર આફતોનાં આભ તુટી પડે છે, અને ફલાણો માણસ નાફરમાની કરે છે, ખુદાના

હુકમોનું પાલન કરતો નથી, પણ તેના ઉપર કંઈ પણ આફત આવતી નથી, અને મોજ મઝા માણતો ફરે છે. એ સવાલ અતિ ગંભીર છે. મનુષ્ય-સ્વભાવ એ ચાહે છે કે જ્યારે હું નેક કામો કરી રહયો છું તો મને આરામ ચેન મળવું જોઈએ અને દુષ્ટોને દુઃખ મળવું જોઈએ. જ્યારે તે વિરૂધ્ધ થતું જુએ છે તો તેની લાગણી ઉશકેરાય છે, અને એને લાગી આવે છે કે અલ્લાહને ત્યાં પણ વફાદારોની કંઈ ગણત્રી નથી. જનાબ રસુલુલ્લાહ (સલ.) ફરમાવે છે કે આફતો-મુસીબતોથી ઉશકેરાઈ જવું જોઈએ નહિં. મુસલમાનોની ઉપમા એવી છે કે જેવી ખેતી; અને મુનાફીકોની ઉપમા એવી છે કે જેવું સનો-બરનું ઝાડ, લીલા છમ ખેતરોને સાધારણ પવનનો એક ઝપાટો પણ હાનિ પહોંચાડે છે. લીલાં ખેતરોના તુલો પડે છે પણ ફરી સુધરી જાય છે. જ્યારે હવા ચાલે છે ત્યારે નમી પડે છે, ફરી પાછા સીધા થઈ જાય છે. પરંતુ સનોબરનું ઝાડ જ્યારે પડે છે ત્યારે જડથીજ ઉખડી પડી જાય છે, અને તેને ફરી ઉભું થઈ સુધરવું નસીબ થતું નથી. જો કે સાધારણ હવાના ઝપાટા એને કંઈ અસર કરતા નથી. પરંતુ જ્યારે પડે છે ત્યારે જડથીજ ઉખડી પડી જાય છે. એ ઉપમા (મિસાલ)માં એક ઘણી મોટી ફિલસુફીનો ઉકેલ કર્યો છે, કે જેથી મુસલમાન એ મુસીબતોથી ગભરાઈ ઉશ્કેરાઈ ન જાય, કે જે રાત્રિ દિવસ આવતી રહે છે અને કોઈ મુનાફિક (ડાળધાલુ-બગલા ભગતો) અથવા ફાસિકો (ગુનેહગાર-બદકારો)ના સુખ-ચેનથી છેતરાઈ દિલમાં કંઈ લાવવામાં ન આવે, કારણ કે મુનાફિકની જ્યારે ધરપકડ કરવામાં આવે છે તો તે એકજ વાર કરવામાં આવે છે અને તેને જડમુળથી ઉખેડી ફેંકી દેવામાં આવે છે. મોમિન ઉપર જો કે સતત સંકટો

પડયા કરે, છતાં તેને જીવંત-કાયમ રાખવામાં આવે છે અને તેને જડથી ઉખેડી ફેંકી દેવામાં આવતો નથી.

સાહેબો ! એ ઉપમાઓ-મિસાલો અને દૃષ્ટાંતોમાં જે નુકતાઓ-મુદ્દાઓ અને રહસ્યો છે તે ઘણાં અજાયબ અને અદ્ભુત છે. તે સર્વેની વિગતમાં ઉતરવાનો આ પ્રસંગ નથી. હવે રાત્રી પણ વીતી ગઈ છે અને હું થાકી ગયો છું, ઇન્શા અલ્લાહ, જો આ ઝિંદગી રહી તો ફરી કોઈ બીજા પ્રસંગે એનું વર્ણન કરીશ. દુઆ કરો કે અલ્લાહ આપને અને મને નેક અમલની તવફીક અર્પણ કરે અને છેવટ નેક કરે. આમીન.

**અલ્લાહુમ્મા સલ્લિ અલા સય્યિદિના વ મવલાના મુહમ્મદિન ખાતિમુલ અંબિયાઅ વલ મુરસલીન. અલ્લાહુમ્મા અસલિહ ઉમ્મતિ સય્યિદિના વ મવલાના મુહમ્મદ, અલ્લાહુમ્મા અરહમ ઉમ્મતિ સય્યિદના વ મવલાના મુહમ્મદ. અલ્લાહુમ્મા ફર્રિજ અન ઉમ્મતિ સય્યિદિના વ મવલાના મુહમ્મદ: સલલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ !**

સમાપ્ત.